# પ્રાક્કથન

આપણા પ્રાચીન સાહિત્ય અને ભાષામા સપાદનસશોધન યોગ્ય વિદ્વાનો પાસે કરાવી પ્રકાશિત કરવાનુ કાર્ય ફાર્બસ ગુજરાતી સભા આરભથી જ કરતી આવી છે અત્યાર સુધીના સભાના પ્રકાશનોમા સદ્ગત નરસિંહરાવના ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનો, ગ્રીઅર્સનની ભારતીય ભાષાસમીક્ષાના ગુજરાતી વિભાગની ભૂમિકાનો અનુવાદ, હેમચદ્રની દેશીનામમાલા તથા શાસ્ત્રીજીની ગુજરાતી રૂપરચના પ્રાચીન ગુજરાતી અને અપભ્રશના અધ્યયનની દૃષ્ટિએ મહત્ત્વ ધરાવે છે પ્રસ્તુત પુસ્તક પણ અપભ્રશના અભ્યાસને વેગ આપવાની દૃષ્ટિએ પ્રકાશિત કરવામા આવ્યું છે ગુજરાતી વગેરેના ઐતિહાસિક અધ્યયન માટે અપભ્રશનુ મહત્ત્વ અને અપભ્રશ માટે હેમ-ચદ્રના પ્રાકૃત વ્યાકરણના અપભ્રશવિભાગનુ મહત્ત્વ જાણીતું છે પ્રાચીન સાહિત્ય ને ભાષાશાસ્ત્રના સુપ્રસિદ્ધ વિદ્વાન શ્રી ભાયાણીએ ખૂબ પરિશ્રમ લઈ વિદ્યાર્થીઓને તેમ જ ઇતર અભ્યાસીઓને ઉપયોગી બને એ દૃષ્ટિએ આ પુસ્તક તૈયાર કરી આપ્યુ છે ખાસ કરીને ભૂમિકામા આપેલી અપભ્રશ સાહિત્ય અને ભાષા વિશેની મૂલ્યવાન સામગ્રી આટલા વ્યવસ્થિત રૂપમા ગુજરાતીમા પહેલી જ વાર અપાઈ છે પૃષ્ઠમર્યાદાએ તેમને અહીં વધારે વિસ્તાર કે ઊંડાણમા જતા રોક્યા છે પ્રસ્તુત પ્રકાશનથી જેટલે અશે અપભ્રશ અને પ્રાચીન ગુજરાતી સાહિત્યમા રસ વધશે તેટલે અશે તેનુ પ્રયોજન સિદ્ધ થયુ ગણાશે

જૂન ૨૦, ૧૯૬૦

ફાર્બસ ગુજરાતી સભા
૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રસ્તો,
મુબઈ ૪

જ્યોતીન્દ્ર હ. દવે
માનાર્હ મત્રી
શ્રી ફાર્બસ ગુજરાતી સભા

# પ્રાસ્તાવિક

અપભ્રંશ ભાષા અને સાહિત્યનું અર્વાચીન અધ્યયન ચાળીશપચાસ વરસથી આગળ નથી જતું. ૧૯૧૮ સુધી અપભ્રંશ સાહિત્ય ખાસ પ્રકાશમાં આવ્યું ન હોવાથી વ્યાકરણ વિષયક અને ભાષાદૃષ્ટિએ માહીતી આપવા પૂરતા જ પ્રયત્નો થતા. એ પછી હસ્તપ્રતની યાદીઓનું અને મહત્ત્વની કૃતિઓનું સંપાદન વધતી ઝડપે થવા લાગ્યું, અને ભાષા અને સાહિત્યની દૃષ્ટિએ પણ અધ્યયન વિસ્તૃત અને સૂક્ષ્મ બનતુ ગયું અપભ્રંશસંબંધી પ્રાચીન વ્યાકરણોના સંપાદન વગેરેના વિષયમાં હોર્નલે, પીશલ, ગ્રીઅર્સન, ત્રિવેદી, ગુલેરી, દેસાઈ, વૈદ્ય, નીતી-દોલ્ચી, ઘોષ વગેરેએ; વ્યાકરણના વિષયમાં પીશલ, યાકોબી, આલ્સડોર્ફ, એજર્ટન, ગ્રે, તગારે, નીતી-દોલ્ચી, સેન, ભાયાણી, શ્વાર્ત્સશીલ્ટ વગેરેએ; ભાષાસ્વરૂપની દૃષ્ટિએ હોર્નલે, ભાંડારકર, બીમ્સ, ગ્રીઅર્સન, બ્લોક, ટર્નર, તેસીતોરી, ચૅટર્જી, ટર્નર, નરસિંહરાવ, દોશી વગેરેએ; શબ્દકોશના વિષયમાં પીશલ, બ્યુલર, બેનર્જી, રામાનુજસ્વામી, શેઠ, એજર્ટન, આલ્સડોર્ફ, યાકોબી, ભાયાણી વગેરેએ; સાહિત્યકૃતિઓના સંપાદનના વિષયમાં પંડિત, યાકોબી, શહીદુલ્લા, મોદી, ગાંધી, શાસ્ત્રી, આલ્સડોર્ફ, ઘોષ, વેલણકર, જૈન, વૈદ્ય, ઉપાધ્યે, જિનવિજયજી, ભાયાણી વગેરેએ; સાહિત્યને લગતી માહીતી, ઇતિહાસ ને ઇતર ચર્ચાના વિષયમાં દલાલ, યાકોબી, ગાંધી, પ્રેમી, ગુણે, આલ્સડોર્ફ, જૈન, દેસાઇ, જિનવિજયજી, શાસ્ત્રી, ભાયાણી, કોછડ, ઘોષાલ, કાત્રે, દ ક્લીસ વગેરેએ કામ કર્યું છે.

અપભ્રંશના પ્રાચીન વ્યાકરણસાહિત્યમાંથી જે છૂટકતૂટક આપણી પાસે જળવાઈ રહ્યું છે, તેમાં હેમચંદ્રના સિદ્ધહેમ વ્યાકરણનો અપભ્રંશ વિભાગ સૌથી વધુ વિસ્તૃત અને મહત્ત્વનો છે. ગુજરાતી, હિંદી વગેરેના ઉદ્ગમની દૃષ્ટિએ જેમ તેનું ઘણું મૂલ્ય છે, તેમ તેમાં આપવામાં આવેલાં ઉદાહરણપદ્યોની સાહિત્યિક ગુણવત્તા પણ જેવી તેવી નથી.

હેમચંદ્રના વ્યાકરણના અપભ્રંશવિભાગ(કે ખાલી ઉદાહરણો)નું, અલગ સ્વરૂપે કે પ્રાકૃતવિભાગ સાથે, ઉદયસૌભાગ્યગણિએ સંસ્કૃતમાં, પીશલે જર્મનમાં, વૈદ્યે અંગ્રેજીમાં, ગુલેરીએ હિન્દીમાં અને મો. દ. દેસાઈ, હી. ર. કાપડિયા, કે. કા. શાસ્ત્રી તથા જ. પટેલ અને હ. ભૂચે ગુજરાતીમાં ભાષાંતર કરેલું છે. કેટલાક પદ્યોનો અર્થ ચર્ચતા કે ઘટાવતા છૂટક પ્રયાસો પણ આલ્સડોર્ફ, બેચરદાસ, દ ક્લીસ વગેરેએ કર્યા છે. પ્રસ્તુત પ્રયાસ પણ એ જ દિશામાં છે. સૂત્ર, વૃત્તિ, ઉદાહરણ, સંસ્કૃત શબ્દાર્થ તથા છાયા, ગુજરાતી ભાષાંતર, ટિપ્પણ; અપભ્રંશ ભાષા,

સાહિત્ય અને હેમચંદ્રીય અપભ્રંશને લગતી ભૂમિકા, ઉદ્ધૃત પદ્યોનાં સમાન્તર પદ્યો અને શબ્દસૂચી : એટલી સામગ્રી આપી છે. મુદ્રણ ઉતાવળે કરાવવું પડ્યું હોવાથી કેટલીક અશુદ્ધિ રહી ગઈ છે.

પ્રસ્તુત પુસ્તકનું પ્રકાશન કરવા માટે હું શ્રી ફાર્બસ ગુજરાતી સભાનો— અને વિશેષે કરીને તેના માનાર્હ મંત્રી શ્રી. જ્યોતીન્દ્ર દવેનો ઋણી છું. નિર્ણયસાગર પ્રેસના કાર્યકર્તાઓના સહકાર વિના તથા સભાના સહાયક મંત્રી શ્રી. પ્રવીણચંદ્ર રૂપારેલના રસ વિના આ કાર્ય સરળતાથી પાર ન પડયું હોત.

આશા છે પ્રસ્તુત પ્રયાસ અપભ્રંશના અભ્યાસીઓને ઉપયોગી અને પ્રોત્સાહક નીવડશે.

વિલેપાર્લે
૨૦ મી જૂન, ૧૯૬૦

હરિવલ્લભ ચુ. ભાયાણી

# અનુક્રમ

# 'અપભ્રંશ વ્યાકરણ'ની શુદ્ધિવૃદ્ધિ

સભા તરફથી પ્રકાશિત 'અપભ્રંશ વ્યાકરણ'ના કેટલાક ઝીણામોટા મુદ્રણદોષોની શુદ્ધિ તથા કેટલુંક વધારાનું ટિપ્પણ નીચે આપ્યાં છે.

| ભૂમિકા: પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધિ |
|---|---|---|
| ૧ | ૨૫ | નથી. |
| ૩ | ૧૫ | નેવું |
| ૧૨ | ,, | આધ્યાત્મિક |
| ,, | ૨૯ | જણારો |
| ૧૩ | છેલ્લી | પ્રભાવ |
| ૧૬ | ૪ | 'જે' બોલાવી |
| ૧૮ | ૨૧ | સંદેશરાસકની |
| ૨૧ | ૩ | દ્વિવિધ |
| ,, | ૯ | 'એ |
| ,, | ૧૨ | છે' |
| ,, | ૧૭ | 'અરે |
| ,, | ૧૮ | હશે' |
| ,, | ૨૫ | કર્યું' |
| ૨૪ | છેલ્લેથી ૩ | ઉચ્ચારણાદિમાં |
| ૨૫ | ૧૬ | સ્થપાઈ |
| ૨૬ | ૯ | હોવાનાં |
| ૨૭ | ૨૧ | દોહાઓનો |
| ૨૮ | ૨ | ભાવિતમ્ |
| ૩૦ | ૭ | ઔષ્ઠ્ય |
| ,, | ૨૧ | >'સૂ' |
| ૩૩ | ૬ | કીલદિ, ધડદિ, જોએદિ, |
| ,, | ૭ | તિદસ, પ્રયાવદી, મદિ, |
| ,, | ૨૨ | 'અપ્પીકી' અહીં નહીં, પણ પં. ૨૫ માં 'નીસાવઁણ્ણુ' પછી જોઈએ. |
| ૩૫ | ૫ | ભુકીસ્ |
| ૩૬ | ૬ | 'ધડદિ' ઉમેરો |
| ૪૩ | ૨ | 'ડિ' |
| ,, | ૧૫ | આપેલાં છે. |
| | ,, | 'ખંધાઇઁ' (૩૩૪) પછી ઉમેરો: 'ડંબરઇઁ' (૪૨૦.૩), 'મણુરહઇઁ' '(૪૧૪.૪)' |
| ,, | ૨૧ | • ઉમેરો: 'અદ્દા' 'વલયા' 'પુટ્ટ' (૩૫૨) |

| | | |
|---|---|---|
| ૪૫ | ૧૨ | દિટ્ઠે |
| ૪૯ | ૧૯ | ૩૫૬. |
| „ | ૨૦ | વિણ, તૃતીયાને યોગે. જુઓ સૂચી. |
| ૫૧ | ૧૫ | ધ્વજ |
| મૂળ ગ્રંથ | | |
| ૧ | ૧૫ | છેલ્લા; |
| ૧૧ | ઊંધી | खण्डे |
| ૧૨ | ૨ | 'द्वे खण्डे |
| „ | ૬ | हसे 'हे' |
| ૧૭ | ૧૩ | (=આપઘાત |
| „ | ઊંધી | ઘણ |
| ૨૧ | ૫ | „ |
| „ | ૨૨ | महा ( हे ) |
| ૩૦ | –૬ | एतद् |
| ૪૨ | ૧૪ | કહે મુગ્ધા, |
| ૪૮ | ૭ | निरिघग. |

| | | |
|---|---|---|
| ૯૫ | ૨૧,૨૩ | सहिर्ध्यन्ते (!) |
| ૯૮ | ૨૩ | तणेण |
| ,, | ૨૬ | प्रियतम |
| ૧૦૧ | ૧૨ | विरहानल |
| ,, | ૧૪ | ,, |
| ૧૧૧ | ૯ | स्वीकर्तुम |
| ૧૧૩ | ૧૫ | समाकुलेन |
| ૧૧૪ | ૨ | વલયોની હાર |
| ૧૧૫ | ૧૪ | रक्षति |
| ,, | ૧૬ | ,, |
| ૧૨૨ | ૨૪ | અંશે |
| ૧૩૧ | ૧૮ | ઉમેરો: વૃત્તિનાં પહેલા વાક્યનું તાત્પર્ય આ પ્રમાણે છે: ૩૩૧ મા સૂત્રમાં अस्य કહ્યું છે તેને બદલે હવે આ સૂત્રથી તેને પંચમ્યંત — એટલે કે जात् સમજીને લેવાનું છે. એટલે કે હવેથી અંત્ય ज નું પરિવર્તન નહીં, પણ ज પછી આવતા પ્રત્યયનું પરિવર્તન અપાય છે. |
| ૧૩૨ | ૨ | આપે છે. |
| ૧૩૫ છેલ્લેથી ત્રીજી | | (૩), |
| ૧૩૬ | ૫ | क्रियातिपत्त्यर्थे |
| ૧૪૦ | ૧૩ | માહારાષ્ટ્રી |
| ૧૪૧ | ૧૪ | प्रा. उप्परि |
| ૧૪૬ | ,, | ૩૯૫ (૧) छोल्ल- |
| ,, | ૧૫ | छोल्लिज्जंत- |
| ૧૫૨ | ૨૪ | ઉમેરો: होवहिं પાઠાંતર પણ મળે છે. |
| ૧૫૪ | ૧૫ | |

હસ્તપ્રતોમાં एक्कमेक्कउँ એમ અંત્ય સ્વર સાનુનાસિક હોવાથી 'એકેએક વસ્તુ' એવો અર્થ કરવો પડ્યો છે. પણ સ્વયંભૂમાં આ ઉદાહરણનો જે પાઠ મળે છે તે ઉપરથી હેમચંદ્રનો મૂળપાઠ एक्कमेक्कउ હોવાનું અનુમાન કરી શકાય અને તદનુસાર 'એકેએક ગોપીને' એવો અર્થ થાય.

| | | |
|---|---|---|
| ૧૫૫ | ૨૦ | (૨૨). |
| ,, | ૨૪ | (૨૩) |

(૨૩)માં सहेसइं ને બદલે सहेसइ છે (સરખાવો होसइँ ૪૧૮.૪) એમ માનીને અર્થ કર્યો છે. પણ सहेसहि એવું પાઠાન્તર મળે છે. તે લેતાં सहिष्यसे 'તું સહન કરીશ' એવો અર્થ કરી શકાય.

| | | |
|---|---|---|
| ૧૫૮ | ૨૦ | ઔષ્ઠ્યતા |
| ૧૫૯ | ૨૭ | ઉમેરો: આ વિકાર होन्तउ-हुंतउ-हुतौ-हतो-थो એ રીતે થયો જણાય છે. એટલે 'થો'ને थिउ સાથે સંબંધ નથી. |

૧૬૦ - ૨૭ 'નાનું આંતરડું'
૧૬૨ - ૧૬ કહેવું સમજવું.
૧૬૩ - ૧૧ પછી ઉમેરો: ૩૪૦.૧ નો અર્થ—'દુર્જનોના કલુષભાવથી અંકિત ભવાં વંકાતાં જોવાં તે કરતાં તો ગિરિકંદરામાં (રહી) ઘાસ ખાવું સારું'.
૧૬૪ .. ૩૬૭-૧ નો અર્થ ૧૬૫ મા પૃષ્ઠ પર શરૂઆતમાં છપાયેલ છે.
૧૬૫ . ૩૬૬.૧ નો અર્થ: 'સૌ કોઇ સિદ્ધપણાને કારણે તડફડે છે, પણ સિદ્ધપણું નિર્મળ ચિત્ત વડે જ પમાય.'
૩૬૭.૪ નો અર્થ: પ્રિયતમા જીવતી ન હોય તો જવાથી શો લાભ? ને એ જીવતી હોય તોયે શું?' — નવમેઘમાલાને જોઇને એમ (વિચારતો) પથિક પોતાને ઘરે જતો નથી.'
૧૬૮—૧૬૯ 'સ્વયંભૂછંદ'માંથી ઉદ્ધૃત પદ્યનો અર્થ: એ 'રૂપાળી મુગ્ધા જે તરફ રસભરી, નીલકમળના તોરા જેવા વાનની, બળતી, લીલાયુક્ત, શ્રવણ સુધી વિલસતી અને દંતકાન્તિયુક્ત દૃષ્ટિ વાળે છે, તે તરફ મૂઠીમાંના ધનુષ્ય પર બાણ ચડાવી, બરાબર લક્ષ્યને સાંધી આજ્ઞાધીન સેવક સમો મદન પહેલેથી પક્ષપાતી બનીને દૂર સુધી પ્રસરે છે.'.

# શુદ્ધિપત્રક

| મૂળગ્રંથ, પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધિ |
|---|---|---|
| ૧૫ | ૨૦ | निभय |
| ૧૬ | ૧૩ | गय |
| ૨૦ | ૨ | अक्खणहँ |
| ” | ૧૦ | अक्खणहँ |
| ૨૪ | ૧૮ | आगदो |
| ૩૩ | ૯ | ઉદા૦ (૧)— |
| ૪૭ | ૧૯ | ” ” |
| ૪૮ | ૨ | 'તારી જળથી, તેમ મારી વાલમથી' એમ અર્થ ઘટાવવો વધુ યોગ્ય. |
| ૫૩ | ૧૧ | वृत्ति पक्षे (૪)— |
| ” | ૧૨ | सुमरिने |
| ૫૭ | ૧૫ | छोल्लिज्जंतु |
| ” | ૧૬ | लहतु |
| ૫૯ | ૨૧ | मुंहडी |
| ” | ૨૪ | ” |
| ૭૭ | ૧૦ | पम्गिँम्व |
| ૭૯ | ૧૩ | प्रिअ- |
| ” | ૧૫ | ” |
| ” | ૨૫ | गुणहिँ |
| ૮૧ | ૧૩ | गोरी |
| ” | છેલ્લી | मणाउ |
| ૮૩ | ૧૯ | ण्हाणु |
| ૮૭ | છેલ્લી | विसूरहि |
| ૮૮ | ૪ | डुगर ( दे ) |
| ૯૨ | ૧૧ | स्फुटिष्यामि |
| ૯૩ | | |
| ૯૪ | છેલ્લી | ૩૭૯/૩ |
| ૧૧૦ | ૧૫ | अणह |
| ૧૧૫ | ૨૧ | खघस्सु |

| મૂળગ્રંથ, પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધિ |
|---|---|---|
| ૧૨૧ | ૧૨ | ચડે તેવા |
| ” | ૨૧ | ઉપરટપકેની |
| ૧૨૨ | ૨૪ | અંશે |
| ૧૨૭ | ૨૫ | ૩૩૦/૨ |
| ૧૨૮ | ૧૫ | નીચે मणूस- |
| ” | ૧૭ | ઉમેરણ |
| ૧૩૦ | ૭ | ૩૩૨ |
| ૧૩૩ | ૧૭ | માટે |
| ” | ૨૦ | वम्महु નો |
| ૧૭૧ | अम्ह નીચે | ૩૭૬, ૩૭૮, |
| ૧૭૭ | जाई सर પછી | ઉમેરો 'जाउँ ૪૦૬ ૨ |
| ૧૭૯ | तण નીચે | ૩૩૯ પછીના ઉલ્લેખો ૮ અનુગને લગતા હોવાથી જુદા ગણવા |

નોંધ: પૃ ૯૯, ઉદાહરણ ૪૨૬ ૧ ની છાયા અને ભાષાતર નીચે પ્રમાણે સુધારીને વાંચો

છાયા तद् वल्लभम् स्मर्यते यद् मनाक् (अपि) विस्मर्यते । यत्र पुन स्मरण जातं (सो स्नेह गत )। तस्य स्नेहस्य नाम किम् ।

સંભારવાનુ તો તે વહાલાને હોય જે જરાક (પણ) વિસરાય પણ જ સંભારવાનુ થયુ (તે સ્નેહ) ગયો (જ) તે સ્નેહનુ નામ શુ (લેવુ)?



બધું સાહિત્ય લુપ્ત થયું છે. નવમી શતાબ્દી પૂર્વે પણ અપભ્રંશ સાહિત્ય સારી રીતે ખેડાતું રહ્યું હોવાના પુષ્કળ પુરાવા મળે છે. નવમી શતાબ્દી પૂર્વેના ચતુર્મુખાદિ નવદસ કવિઓનાં નામ અને થોડાંક ઉદ્ધરણો આપણી પાસે છે, જેમાં જૈન તેમ જ બ્રાહ્મણીય પરંપરાની કૃતિઓનાં સૂચન મળે છે. અને ઉપલબ્ધ પ્રાચીનતમ નમૂનાઓમાં પણ સાહિત્યસ્વરૂપ, શૈલી અને ભાષાની જે સુવિકસિત કક્ષા જોવા મળે છે તે ઉપરથી એ વાત સમર્થિત થાય છે. નવમી શતાબ્દી પૂર્વેના બે[1] પિંગલકારોના પ્રતિપાદન પરથી સ્પષ્ટ સમજાય છે કે પૂર્વકાલીન સાહિત્યમાં અજાણ્યાં એવાં ઓછામાં ઓછાં બે નવાં સાહિત્યસ્વરૂપો—સંધિબંધ અને રાસાબંધ—તથા સંખ્યાબંધ પ્રાસબદ્ધ નવતર માત્રાવૃત્તો અપભ્રંશકાળમાં અસ્તિત્વમાં આવ્યાં હતાં.

## સંધિબંધ

આમાં સંધિબંધ સૌથી વધુ પ્રચલિત રચનાપ્રકાર હતો. એનો ઉપયોગ ભાતભાતની કથાવસ્તુ માટે થયેલો છે. પૌરાણિક મહાકાવ્ય, ચરિતકાવ્ય, ધર્મકથા—પછી તે એક જ હોય કે આખું કથાચક્ર હોય—આ બધા વિષયો માટે ઔચિત્યપૂર્વક સંધિબંધ યોજાયો છે. ઉપલબ્ધમાં પ્રાચીનતમ સંધિબંધ નવમી શતાબ્દી લગભગનો છે, પણ તેની પૂર્વે લાંબી પરંપરા રહેલી હોવાનું સહેજે જોઈ શકાય છે. સ્વયંભૂની પહેલાં ભદ્ર (કે દન્તિભદ્ર), ગોવિન્દ અને ચતુર્મુખે રામાયણ અને કૃષ્ણકથાના વિષય પર રચનાઓ કરી હોવાનું સાહિત્યિક ઉલ્લેખો પરથી અનુમાન થઈ શકે છે. આમાંથી ચતુર્મુખનો નિર્દેશ પછીની અનેક શતાબ્દીઓ સુધી માનપૂર્વક થતો રહ્યો છે. ઉક્ત વિષયોનું સંધિબંધમાં નિરૂપણ કરનાર એ અગ્રણી અને કદાચ વૈદિક પરંપરાનો કવિ હતો. તેના અબ્ધિમથન નામક સંધિબંધ કાવ્યનો ભોજે અને હેમચંદ્રે ઉલ્લેખ કર્યો છે. દેવાસુરે કરેલું સમુદ્રમંથન એનો વિષય હશે એવી અટકળથી વિશેષ કશું તેની વિશે કહી શકાય તેમ નથી.

## સ્વયંભૂદેવ

ઉપર્યુક્ત પ્રાચીન કવિઓમાંથી કોઈની કૃતિ ઉપલબ્ધ ન હોવાથી કવિરાજ સ્વયંભૂદેવ (ઈસવી સાતમીથી દસમી શતાબ્દી વચ્ચે)નાં મહાકાવ્યો એ સંધિબંધ વિશેની માહિતી માટે આપણો પ્રાચીનતમ આધાર છે. ચતુર્મુખ, સ્વયંભૂ અને પુષ્પદંત ત્રણે અપભ્રંશના પ્રથમ પંક્તિના કવિઓ છે, અને તેમાંયે પહેલું સ્થાન સ્વયંભૂને આપવા પણ કોઈ પ્રેરાય. કાવ્યપ્રવૃત્તિ સ્વયંભૂની કુળપરંપરામાં જ હતી. તેણે વિદર્ભ, કર્ણાટક અને તેની સમીપના પ્રદેશમાં જુદા

---

૧ 'ત્રણ' નથી કહ્યા કેમ કે જનાશ્રયની 'છંદોવિચિતિ'વાળો ઉલ્લેખ પ્રાકૃતપરક છે કે અપભ્રંશપરક તેનો નિર્ણય થતો નથી.

જુદા જૈન શ્રેષ્ઠીઓના આશ્રયે રહી કાવ્યરચના કરી હોવાનું જણાય છે. સ્વયંભૂ યાપનીયનામક જૈન પંથનો હોય એ ઘણું સંભવિત છે. એ પંથનો તેના સમય આસપાસ ઉક્ત પ્રદેશમાં ઘણો પ્રચાર હતો. સ્વયંભૂની માત્ર ત્રણ કૃતિઓ જળવાઈ રહી છે: पउमचरिय અને रिट्ठणेमिचरिय નામે બે પૌરાણિક મહાકાવ્ય અને स्वयम्भूछन्द[1] નામનો પ્રાકૃત અને અપભ્રંશ છંદોને લગતો ગ્રંથ.

## पउमचरिय

पउमचरिय ( સં. पद्मचरित ) એ रामायणपुराण એવા બીજા નામે પણ જાણીતું છે. એમાં પદ્મ એટલે રામના ચરિત પર મહાકાવ્ય રચવાની સંસ્કૃત તથા પ્રાકૃત સાહિત્યની પરંપરાને સ્વયંભૂ અનુસરે છે. पउमचरियમાં રજૂ થયેલું રામકથાનું જૈન સ્વરૂપ વાલ્મીકિરામાયણમાં મળતા બ્રાહ્મણ પરંપરા પ્રમાણેના સ્વરૂપથી પ્રેરિત હોવા છતાં તે તેનાથી અનેક અગત્યની બાબતમાં જુદું પડે છે. સ્વયંભૂરામાયણનો વિસ્તાર પુરાણની સ્પર્ધા કરે તેટલો છે. તે विज्जाहर ( સં. विद्याधर ), उज्झा ( સં. अयोध्या ), सुंदर, जुज्झ ( સં. युद्ध ) અને उत्तर એમ પાંચ કાંડમાં વિભક્ત છે. આ દરેક કાંડ મર્યાદિત સંખ્યાના 'संधि' નામના ખંડોમાં વહેંચાયેલો છે. પાંચે કાંડના બધા મળીને નેવું સંધિ છે. આ દરેક સંધિ પણ બારથી વીશ જેટલા 'કડવક' નામનાં નાનાં સુગ્રથિત એકમોનો બનેલો છે. આ કડવક (=પ્રાચીન ગુજરાતી સાહિત્યનું 'કડવું') નામ ધરાવતો પદ્યપરિચ્છેદ અપભ્રંશની અને અર્વાચીન ભારતીય-આર્યના પૂર્વકાલીન સાહિત્યની વિશિષ્ટતા છે. કથાપ્રધાન વસ્તુ ગૂંથવા માટે તે ઘણું જ અનુકૂળ છે. કડવકદેહ કોઈ માત્રાછંદમાં રચેલા સામાન્યતઃ આઠ પ્રાસબદ્ધ ચરણયુગ્મનો બનેલો હોય છે. કડવકના આ મુખ્ય કલેવરમાં વર્ણ્ય વિષયનો વિસ્તાર થાય છે, જ્યારે જરા ટૂંકા છંદમાં બાંધેલો ચાર ચરણનો અંતિમ ટુકડો વર્ણ્ય વિષયનો ઉપસંહાર કરે છે કે વધારેમાં પછીના વિષયનું સૂચન કરે છે. આવા વિશિષ્ટ બંધારણને લીધે, તથા પ્રવાહી ચરણો ને મોકળાશ આપતા માત્રાછંદોને લીધે અપભ્રંશ સંધિ, સ્વયંપર્યાપ્ત શ્લોકોનાં એકમથી બંધાતા સંસ્કૃત મહાકાવ્યના સર્ગ કરતાં વિશેષ પ્રમાણમાં કથાપ્રધાન વિષયના નિર્વહન માટે અનુકૂલ હતો. ઉપરાંત અપભ્રંશ સધિ શ્રોતાઓ સમક્ષ લયબદ્ધ રીતે પઠન કરાવાની કે ગીત રૂપે ગવાવાની પણ ઘણી ક્ષમતા ધરાવતો.

पउमचरियના નેવુ સંધિમાંથી છેલ્લા આઠ સ્વયંભૂના જરા વધારે પડતા આત્મભાનવાળા પુત્ર ત્રિભુવનની રચના છે. કેમ કે કોઈ અજ્ઞાત કારણે સ્વયંભૂએ એ મહાકાવ્ય અધૂરું મૂકેલું. આ જ પ્રમાણે પોતાના પિતાનું બીજું મહાકાવ્ય

---

૧ માધ્યમિક ભારતીય-આર્ય છંદો માટે એક પ્રાચીન અને પ્રમાણભૂત સાધન લેખેની તેની અગત્ય ઉપરાંત स्वयम्भूच्छन्दनुं મોટું મહત્ત્વ તેમાં અપાયેલાં પૂર્વકાલીન પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યનાં ટાંચણોને અંગે છે આથી આપણને એ સાહિત્યની લુપ્ત સમૃદ્ધિનો સારો ખ્યાલ આવે છે.

રિટ્ઠણેમિચરિય પૂરું કરવાનો યશ પણ ત્રિભુવનને ફાળે જાય છે. અને તેણે પંચમચરિય ( સં. पञ्चमीचरित ) નામે એક સ્વતંત્ર કાવ્ય રચ્યું હોવાનો પણ ઉલ્લેખ છે.

સ્વયંભૂએ પોતાના પુરોગામીઓના ઋણનો સ્પષ્ટ શબ્દોમાં સ્વીકાર કર્યો છે. મહાકાવ્યના સંધિબંધ માટે તે ચતુર્મુખથી અનુગૃહીત હોવાનું જણાવે છે, જ્યારે વસ્તુ અને તેના કાવ્યાત્મક નિરૂપણ માટે તે આચાર્ય રવિષેણનો આભાર માને છે. પઉમચરિયના કથાનક પૂરતો તે રવિષેણના સંસ્કૃત पद्मचरित કે पद्मपुराण ( ઈ. સ. ૬૭૭-૭૮ ) ને પગલે પગલે ચાલે છે. તે એટલે સુધી કે પઉમચરિયને પદ્મચરિતનો મુક્ત અને સંક્ષિપ્ત અપભ્રંશ અવતાર કહેવો હોય તો કહી શકાય[2]. ને છતાં યે સ્વયંભૂની મૌલિકતા અને ઉચ્ચ પ્રતિની કવિત્વશક્તિનાં પ્રમાણ પઉમચરિયમાં ઓછાં નથી. એક નિયમ તરીકે તે રવિષેણે આપેલા કથાનકના દોરને વળગી રહે છે—અને આમેય એ કથાનક તેની નાનીમોટી વિગતો સાથે પરંપરાથી રૂઢ થયેલું હોવાથી કથાવસ્તુ પૂરતો તો મૌલિક કલ્પના માટે કે સંવિધાનની દૃષ્ટિએ પરિવર્તન કે રૂપાંતર માટે ભાગ્યે જ કશો અવકાશ રહેતો. પણ શૈલીની દૃષ્ટિએ, કથાવસ્તુને શણગારવાની બાબતમાં, વર્ણનો ને રસનિરૂપણની બાબતમાં, તેમ જ મનગમતા પ્રસંગને અહેલાવવાની બાબતમાં, કવિને જોઈએ તેટલી છૂટ મળતી. આવી મર્યાદાથી બંધાયેલી હોવા છતાં સ્વયંભૂની સૂક્ષ્મ કલાદૃષ્ટિએ પ્રશસ્ય સિદ્ધિ મેળવી છે. પોતાની ઔચિત્યબુદ્ધિને અનુસરીને તે આધારભૂત સામગ્રીમાં કાપકૂપ કરે છે, તેને નવો ઘાટ આપે છે કે કદીક નિરાળો જ માર્ગ ગ્રહણ કરે છે.

પઉમચરિયના ચૌદમા સંધિનું વસંતનાં દૃશ્યોની મોહક પૃષ્ઠભૂમિ પર આલેખાયેલું તાદૃશ, ગતિમાન, ઇંદ્રિયસંતર્પક જલક્રીડાવર્ણન એક ઉત્કૃષ્ટ સર્જન તરીકે પહેલેથી જ પંકાતું આવ્યું છે. જુદાં જુદાં યુદ્ધદૃશ્યો, અંજનાના ઉપાખ્યાન (સંધિ ૧૭-૧૯)માંના કેટલાક ભાવોદ્રેકવાળા પ્રસંગો, રાવણના અગ્નિદાહના ચિત્તહારી પ્રસંગમાંથી નીતરતો વેધક વિષાદ (૭૭મો સંધિ)—આવા આવા હૃદયંગમ ખંડોમાં સ્વયંભૂની કવિપ્રતિભાના પ્રબળ ઉન્મેષનાં આપણે દર્શન કરી શકીએ.

## रिट्ठणेमिचरिय

સ્વયંભૂનું બીજું મહાકાય મહાકાવ્ય રિટ્ઠણેમિચરિય (સં. अरिष्टनेमिचरित) અથવા हरिवंसपुराण (સં. हरिवंशपुराण) પણ પ્રસિદ્ધ વિષયને લગતું છે. તેમાં બાવીશમા તીર્થંકર અરિષ્ટનેમિનું જીવનચરિત તથા કૃષ્ણ અને પાંડવોની, જૈન પરંપરા પ્રમાણેની, કથા અપાયેલી છે. કેટલાક નમૂનારૂપ ખંડો બાદ કરતાં તે હજી

૧ અપભ્રંશ કડવકનું સ્વરૂપ પ્રાચીન અવધી સાહિત્યનાં સુફી પ્રેમાખ્યાનક કાવ્યોમાં અને તુલસીદાસકૃત રામચરિતમાનસ જેવી કૃતિઓમાં ઊતરી આવ્યું છે.

૨ રવિષેણનું પદ્મચરિત પોતે પણ જૈન મહારાષ્ટ્રીમાં રચાયેલા વિમલસૂરિકૃત पउमचरिय ( સંભવતઃ ઈસવી ત્રીજી શતાબ્દી )ના પલ્લવિત સંસ્કૃત છાયાનુવાદથી ભાગ્યે જ વિશેષ છે.

-સુધી અપ્રકાશિત છે. તેના એક સો બાર સંધિઓ (જેનાં બધાં મળીને ૧૯૩૭ કડવક અને ૧૮૦૦૦ બત્રીસ-અક્ષરી એકમો—'ગ્રંથાગ્ર'—હોવાનું કહેવાય છે)નો ચાર કાંડમાં સમાવેશ થાય છે : जायव (સં. यादव), कुरु, जुज्झ (સં युद्ध) અને उत्तर. આ વિષયમાં પણ સ્વયભૂ પાસે કેટલીક આદર્શભૂત પૂર્વકૃતિઓ હતી. નવમી શતાબ્દી પહેલાં વિમલસૂરિ (?) અને વિદગ્ધે પ્રાકૃતમાં, જિનસેને (ઈ. સ. ૭૮૩-૮૪) સંસ્કૃતમાં અને ભદ્રે (કે દન્તિભદ્રે ? ભદ્રાશ્વે ?), ગોવિન્દે તથા ચતુર્મુખે અપભ્રંશમાં હરિવંશના વિષય પર મહાકાવ્યો લખ્યાં હોવાનું જણાય છે., रिट्ठणेमिचरियनो નવ્વાણુમા સંધિ પછીનો અંશ સ્વયંભૂના પુત્ર ત્રિભુવનનો રચેલો છે, અને પાછળથી ૧૬મી શતાબ્દીમાં તેમાં ગોપાચલ(=ગ્વાલીઅર)ના એક અપભ્રંશ કવિ યશઃકીર્તિ ભટ્ટારકે કેટલાક ઉમેરા કરેલા છે.

રામ અને કૃષ્ણના ચરિત પર સ્વયંભૂ પછી રચાયેલાં અપભ્રંશ સંધિબદ્ધ કાવ્યોમાંથી કેટલાંકનો ઉલ્લેખ અહીં જ કરી લઈએ—આ બધી કૃતિઓ હજી અપ્રસિદ્ધ છે : ધવલે (ઇસિવી અગીઆરમી શતાબ્દી પહેલાં) ૧૨૨ સંધિમાં हरिवंशपुराण રચ્યું. ઉપર્યુક્ત યશ.કીર્તિ ભટ્ટારકે ૩૪ સંધિમાં पंडुपुराण (સં. पाण्डुपुराण) (ઈ. સ. ૧૫૨૩) તથા તેના સમકાલીન પંડિત રઇધૂ અપરનામ સિંહસેને ૧૧ સંધિમાં રામાયણવિષયક बलहद्दपुराण (સં. बलभद्रपुराण) તેમ જ णेमिणाहचरिय (સં. नेमिनाथचरित) રચ્યાં. એ જ સમય લગભગ શ્રુતકીર્તિએ ૪૦ સંધિમાં हरिवंसपुराण (સં हरिवंशपुराण) (ઈ. સ. ૧૫૫૧) પૂરું કર્યું આ કૃતિઓ સ્વયંભૂ પછી સાત સો જેટલાં વરસે પણ રામાયણ ને હરિવંશના વિષયોની જીવતી પરંપરા અને લોકપ્રિયતાના પુરાવારૂપ છે.

## પુષ્પદન્ત

પુષ્પદન્ત (અપ. पुप्फयंत) અપરનામ અભ્મઇય (ઈ. સ. ૯૫૭-૯૭૨ માં વિદ્યમાન)ની કૃતિઓમાંથી આપણને સંધિબંધમાં ગૂંથાતા બીજા બે પ્રકારોની જાણ થાય છે. પુષ્પદંતનાં માતાપિતા બ્રાહ્મણ હતાં. તેમણે પાછળથી દિગંબર જૈન ધર્મ સ્વીકારેલો. પુષ્પદંતનાં ત્રણે અપભ્રંશ કાવ્યોની રચના માન્યખેટ (=હાલનાં આંધ્ર પ્રદેશમાં આવેલું માલખેડ)માં રાજ્ય કરતા રાષ્ટ્રકૂટ રાજાઓ કૃષ્ણ ત્રીજા (ઈ. સ ૯૩૯-૯૬૮) અને ખોટ્ટિગદેવ(ઈ. સ. ૯૬૮-૯૭૨)ના પ્રધાનો અનુક્રમે ભરત અને તેના પુત્ર નન્નના આશ્રય નીચે થઈ હતી. સ્વયંભૂ અને તેના પુરોગામીઓએ રામ અને કૃષ્ણપાંડવનાં કથાનકનો ઠીકઠીક કસ કાઢ્યો હતો. પુષ્પદન્તની કવિપ્રતિભાએ જૈન પુરાણકથાના જુદા—અને વિશાળતર—પ્રદેશોમાં વિહરવાનું પસંદ કર્યું. જૈન પૌરાણિક માન્યતા પ્રમાણે પૂર્વના સમયમાં ત્રેસઠ મહાપુરુષો (કે શલાકાપુરુષો) થઈ ગયા. તેમાં ચોવીશ તીર્થંકર, બાર ચક્રવર્તી, નવ વાસુદેવ (=અર્ધચક્રવર્તી), નવ બલદેવ (તે તે વાસુદેવના ભાઈ) અને નવ

પ્રતિવાસુદેવ ( એટલે કે તે તે વાસુદેવના વિરોધી )નો સમાવેશ થાય છે. લક્ષ્મણ, પદ્મ (=રામ) અને રાવણ એ આઠમા બલદેવ, વાસુદેવ ને પ્રતિવાસુદેવ, તથા કૃષ્ણ, બલભદ્ર અને જરાસંધ એ નવમા ગણાય છે. આ ત્રેસઠ મહાપુરુષોનો જીવનવૃત્તાંત આપતી રચનાઓ 'મહાપુરાણ' અથવા 'ત્રિષષ્ટિમહાપુરુષ ( કે –શલાકાપુરુષ– ) ચરિત'ને નામે ઓળખાય છે. આમાં પહેલા તીર્થંકર ઋષભ અને પહેલા ચક્રવર્તી ભરતનાં ચરિતને વર્ણવતો આરંભનો અંશ 'આદિપુરાણ', અને બાકીના મહાપુરુષોનાં ચરિતવાળો અંશ 'ઉત્તરપુરાણ' કહેવાય છે.

## મહાપુરાણ

પુષ્પદન્ત પહેલાં પણ આ વિષય પર સંસ્કૃત અને પ્રાકૃતમાં કેટલીક પદ્યકૃતિઓ રચાયેલી. પણ અપભ્રંશમાં પહેલવહેલાં એ વિષયનું મહાકાવ્ય બનાવનાર પુષ્પદન્ત હોવાનું જણાય છે. महापुराण કે तिसट्ठिमहापुरिसगुणालंकार ( સં. त्रिषष्टिमहापुरुषगुणालङ्कार ) નામ ધરાવતી તેની એ મહાકૃતિમાં ૧૦૨ સંધિ છે, જેમાંથી પહેલા સાડત્રીશ સંધિ આદિપુરાણને અને બાકીના ઉત્તરપુરાણને ફાળે જાય છે.

પુષ્પદન્તે કથાનક પૂરતો જિનસેન-ગુણભદ્રકૃત સંસ્કૃત त्रिषष्टिमहापुरुषगुणालङ्कारसंग्रह ( ઈ. સ. ૮૯૮ માં સમાપ્ત )નો અને કવિ પરમેષ્ઠીની લુપ્ત કૃતિનો આધાર લીધો જણાય છે. આ વિષયમાં પણ પ્રસંગો અને વિગતો સહિત કથાનકોનું સમગ્ર કલેવર પરંપરાથી રૂઢ થયેલું હતું, એટલે નિરૂપણમાં નાવિન્ય અને ચારુતા લાવવા કવિને માત્ર પોતાની વર્ણનની અને શૈલીસજાવટની શક્તિઓ પર જ આધાર રાખવાનો રહેતો. વિષયો કથનાત્મક સ્વરૂપના ને પૌરાણિક હોવા છતાં જૈન અપભ્રંશ કવિઓ તેમના નિરૂપણમાં પ્રશિષ્ટ સંસ્કૃતના આલંકારિક મહાકાવ્યની પરંપરા અપનાવે છે અને આછાપાતળા કથાનકકલેવરને અલંકાર, છંદ ને પાંડિત્યના ઠઠેરાથી ચઢાવેબઢાવે છે તેનું એક કારણ આ પણ છે. रिट्ठणेमिचरियमां સ્વયંભૂ આપણને સ્પષ્ટ કહે છે કે કાવ્યરચના કરવા માટે તેને વ્યાકરણ ઇન્દ્રે દીધું, રસ ભરતે, વિસ્તાર વ્યાસે, છંદ પિંગલે, અલંકાર ભામહ અને દંડીએ, અક્ષરડંબર બાણે, નિપુણત્વ શ્રીહર્ષે અને છડ્ડણી, દ્વિપદી ને ધ્રુવકથી મંડિત પદ્ધડિકા ચતુર્મુખે આપ્યાં. પુષ્પદન્ત પણ પરોક્ષ રીતે આવું કહે છે, વિદ્યાનાં બીજાં કેટલાંક ક્ષેત્રમાં પ્રતિષ્ઠિત એવાં થોડાંક નામો ઉમેરે છે અને એવી ઘોષણા કરે છે કે પોતાના महापुराणમાં પ્રાકૃતલક્ષણો, સકલ નીતિ, છંદોભંગી, અલંકારો, વિવિધ રસો તથા તત્ત્વાર્થનો નિર્ણય મળશે. સંસ્કૃત મહાકાવ્યનો આદર્શ સામે રાખી તેની પ્રેરણાથી રચાયેલાં અપભ્રંશ મહાકાવ્યોનું સાચું બળ વસ્તુના વૈચિત્ર્ય કે સંવિધાન કરતાં વિશેષ તો તેના વર્ણન કે નિરૂપણમાં રહેલું છે.

સ્વયંભૂની તુલનામાં પુષ્પદન્ત અલંકારની સમૃદ્ધિ, છંદોવૈવિધ્ય અને વ્યુત્પત્તિ ઉપર વિશેષ આધાર રાખે છે. છંદોભેદની વિપુલતા તથા સંધિ અને

કડવકની દીર્ઘતા પુષ્પદન્તના સમય સુધીમાં સંધિબંધનું સ્વરૂપ કાંઇક વધુ સંકુલ થયું હોવાની સૂચક છે. મહાપુરાણના ચોથા, બારમા, સત્તરમા, છેંતાળીશમા, આવનમા ઇત્યાદિ સંધિઓના કેટલાક અંશો પુષ્પદન્તની અસામાન્ય કવિત્વશક્તિનાં ઉત્તમ ઉદાહરણો તરીકે ટાંકી શકાય. મહાપુરાણના ૬૯થી ૭૯ સંધિમાં રામાયણની કથાનો સંક્ષેપ અપાયો છે, ૮૧થી ૯૨ સંધિ જૈન હરિવંશ આપે છે, જ્યારે અંતિમ અંશમાં ત્રેવીશમા તથા ચોવીશમા તીર્થંકર પાર્શ્વ અને મહાવીરનાં ચરિત છે.

## ચરિતકાવ્ય

પુષ્પદન્તનાં બીજાં બે કાવ્ય, णायकुमारचरिय (સં. नागकुमारचरित) અને जसहरचरिय (સં. यशोधरचरित) પરથી જોઈ શકાય છે કે વિશાળ પૌરાણિક વિષયો ઉપરાંત જૈન પુરાણ, અનુશ્રુતિ કે પરંપરાગત ઇતિહાસની પ્રસિદ્ધ વ્યક્તિઓનાં બોધક જીવનચરિત આપવા માટે પણ સંધિબંધ વપરાતો. વિસ્તાર અને નિરૂપણની દૃષ્ટિએ આ ચરિતકાવ્યો કે કથાકાવ્યો સંસ્કૃત મહાકાવ્યોની પ્રતિકૃતિ જેવાં ગણાય. આમાં પણ પુષ્પદન્ત પાસે કેટલાંક પૂર્વદૃષ્ટાંત હોવાં જોઈએ. અછડતા ઉલ્લેખ પરથી આપણે પુષ્પદન્તની પહેલાંનાં ઓછામાં ઓછાં બે ચરિતકાવ્યોનાં નામ જાણીએ છીએ : એક તે સ્વયંભૂકૃત सुद्दयचरिय અને બીજું તેના પુત્ર ત્રિભુવનકૃત पंचमीचरिय. णायकुमारचरिय નવ સંધિમાં તેના નાયક નાગકુમાર(=જૈન પુરાણકથા પ્રમાણે ચોવીશ કામદેવમાંનો એક)નાં પરાક્રમો વર્ણવે છે અને સાથે તે ફાગણ શુદિ પાંચમને દિવસે શ્રીપંચમીનું વ્રત કરવાથી થતી ફળપ્રાપ્તિનું ઉદાહરણ પૂરું પાડે છે.

પુષ્પદન્તનું ત્રીજું કાવ્ય जसहरचरिय ચાર સંધિમાં ઉજ્જયિનીના રાજા યશોધરની કથા આપે છે ને તે દ્વારા પ્રાણિવધના પાપનાં કડવાં ફળો ઉદાહૃત કરે છે. પુષ્પદન્તની પહેલાં અને પછી આ જ કથાનકને ગૂંથતી પ્રાકૃત, સંસ્કૃત, અપભ્રંશ અને અર્વાચીન ભાષાઓમાં મળતી અનેક રચનાઓ એ વિષય જૈનોમાં અતિશય લોકપ્રિય હોવાની સૂચક છે.

પુષ્પદન્તનું પ્રશિષ્ટ કાવ્યરીતિ પરનું પ્રભુત્વ, અપભ્રંશ ભાષામાં અનન્ય પારંગતતા, તેમ જ બહુમુખી પાંડિત્ય તેને ભારતના કવિઓમાં માનવંતુ સ્થાન અપાવે છે. એક સ્થળે કાવ્યના પોતાના આદર્શનો આછો ખ્યાલ આપતાં તે કહે છે કે ઉત્તમ કાવ્ય શબ્દ અને અર્થના અલંકારથી તથા લીલાયુક્ત પદાવલિથી મંડિત, રસભાવનિરંતર, અર્થની ચારુતાવાળું, સર્વ વિદ્યાકલાથી સમૃદ્ધ, વ્યાકરણ અને છંદથી પુષ્ટ અને આગમથી પ્રેરિત હોવું જોઈએ. ઉચ્ચ કોટિનું અપભ્રંશ સાહિત્ય આ આદર્શનો સાક્ષાત્કાર કરવામાં પ્રયત્નશીલ રહ્યું છે, પણ તેમાં સૌથી વધુ સફળતા પુષ્પદન્તને મળી છે એમ કહેવામાં કશી અત્યુક્તિ નથી.

## પુષ્પદન્ત પછીનાં ચરિતકાવ્ય

પુષ્પદન્ત પછી આપણને સંધિબદ્ધ ચરિતકાવ્યો કે કથાકાવ્યોનાં પુષ્કળ નમૂના મળે છે. પણ તેમાંનાં ઘણાંખરાં હજી માત્ર હસ્તપ્રતરૂપે જ રહ્યાં છે. જે કાંઈ થોડાં પ્રકાશિત થયાં છે, તેમાં સૌથી મહત્ત્વની ધનપાલકૃત भविसत्तकह (સં भविष्यदत्तकथा) છે. ધનપાલ દિગંબર ધર્કટ વણિક હતો અને સંભવતઃ ઈસવી બારમી શતાબ્દી પહેલાં થઈ ગયો. બાવીશ સંધિના વિસ્તારવાળું તેનું કાવ્ય પ્રમાણમાં સરળ શૈલીમાં ભવિષ્યદત્તની કૌતુકરંગી કથા કહે છે અને સાથેસાથે કાર્તિક શુદિ પાંચમને દિવસે આવતુ શ્રુતપંચમીનું વ્રત કરવાથી મળતાં ફળનું ઉદાહરણ આપવાનો ઉદ્દેશ પણ પાર પાડે છે. તેનું કથાનક એવું છે કે એક વેપારી નિષ્કારણ અણગમો આવતાં પુત્ર ભવિષ્યદત્ત સહિત પોતાની પત્નીનો ત્યાગ કરે છે અને બીજી પત્ની કરે છે. ભવિષ્યદત્ત મોટો થતાં કોઈ પ્રસગે પરદેશ ખેડવા જાય છે ત્યારે તેનો ઓરમાન નાનો ભાઈ બે વાર કપટ કરી તેને એક નિર્જન દ્વીપ પર એકલોઅટૂલો છોડી જાય છે. પણ માતાએ કરેલા શ્રુતપંચમીના વ્રતને પરિણામે છેવટે તેની બધી મુશ્કેલીઓનો અંત આવે છે, તેનો ઘણો ઉદય થાય છે અને શત્રુનો પરાજય કરવામાં રાજાને સાહાય્ય કરવા બદલ તે રાજ્યાર્ધનો અધિકારી બને છે. મરણ પછી ચોથા ભવમાં શ્રુતપંચમીનું વ્રત કરવાથી તેને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે. ધનપાલ પહેલાં આ જ વિષય પર અપભ્રંશમાં ત્રિભુવનનું पंचमिचरिय તથા પ્રાકૃતમાં મહેશ્વરની नाणपंचमीकहाओ (સં. ज्ञाणपंचमीकथा.) મળે છે. ધનપાલની સમીપના સમયમાં શ્રીધરે ચાર સંધિમાં અપભ્રંશ भविसत्तचरिय (સં. भविष्यदत्तचरित) (ઈ. સ. ૧૧૭૪) રચેલું છે, જે હજી અપ્રસિદ્ધ છે.

કનકામરનું करकंडचरिय (સં. करकण्डचरित) દસ સંધિમાં એક પ્રત્યેકબુદ્ધ-(એટલે કે સ્વયપ્રબુદ્ધ સંત)નો જીવનવૃત્તાંત આપે છે. બૌદ્ધ સાહિત્યમાં પણ કરકંડુની વાત આવે છે.

ધાહિલકૃત पउमसिरिचरिय (સં. पद्मश्रीचरित) (ઈસવી અગિયારમી શતાબ્દી લગભગ) કપટભાવયુક્ત આચરણનાં માઠાં ફળ ઉદાહૃત કરવા ચાર સંધિમાં પદ્મશ્રીનો ત્રણ ભવનો વૃત્તાંત આપે છે. વસ્તુ હરિભદ્રની પ્રસિદ્ધ પ્રાકૃત કથા समराइच्चकहाની એક અવાંતરકથા ઉપરથી લીધેલુ છે.

પણ પહેલાં કહ્યું તેમ સંધિબદ્ધ ચરિતકાવ્યોના ઘણા મોટા ભાગને હજી મુદ્રણનું સદ્ભાગ્ય નથી સાંપડયું અહીં આપણે તેવાં કાવ્યોની એક યાદી—અને તે પણ સંપૂર્ણ નહીં—આપીને જ સંતોષ માનશું. સામાન્ય રીતે આ કાવ્યો અમુક જૈન સિદ્ધાંત કે ધાર્મિકનૈતિક માન્યતાના દૃષ્ટાંત લેખે કોઈ તીર્થંકરનું કે જૈન પુરાણકથાના યા ઇતિહાસના કોઈ યશસ્વી પાત્રનું ચરિત વર્ણવે છે.

## ચરિતકાવ્યોની યાદી

| નામ | | કવિ | સંધિ સંખ્યા | રચનાસમય ઈસવીસનમાં |
|---|---|---|---|---|
| पासपुराण | ( सं. पार्श्वपुराण ) | પદ્મકીર્તિ | ૧૮ | ૯૯૩ |
| जम्बूसामिचरिय | ( सं. जम्बूस्वामिचरित ) | સાગરદત્ત | ૧૧ | ૧૦૨૦ |
| जम्बूसामिचरिय | ( सं. जम्बूस्वामिचरित ) | વીર | ૧૧ | ૧૦૨૦ |
| सुदंसणचरिय | ( सं. सुदर्शनचरित ) | નયનંદી | ૧૧ | ૧૦૪૦ |
| विलासवइकहा | ( सं. विलासवतीकथा ) | સાધારણ કે સિદ્ધસેન | ૧૧ | ૧૦૬૮ |
| पासचरिय | ( सं. पार्श्वचरित ) | શ્રીધર | ૧૨ | ૧૧૩૩ |
| सुकुमालचरिय | ( सं. सुकुमालचरित ) | શ્રીધર | ૬ | ૧૧૫૨ |
| सुकुमालसामिचरिय | ( सं. सुकुमालस्वामिचरित ) | પૂર્ણભદ્ર | ૬ | ... |
| पज्जुण्णकहा | ( सं. प्रद्युम्नकथा ) | સિંહ કે સિદ્ધ | ૧૫ | ૧૨ મી શતાબ્દી |
| जिणदत्तचरिय | ( सं. जिनदत्तचरित ) | લક્ખણ | ૧૧ | ૧૨૧૯ |
| वयरसामिचरिय | ( सं. वज्रस्वामिचरित ) | વરદત્ત | ૨ | |
| बाहुबलिदेवचरिय | ( सं. बाहुबलिदेवचरित ) | ધનપાલ | ૧૮ | ૧૩૯૮ |
| सेणियचरिय | ( सं. श्रेणिकचरित ) | જયમિત્ર હલ્લ | ૧૧ | ૧૫ મી શતાબ્દી |
| चन्दप्पहचरिय | ( सं. चन्द्रप्रभचरित ) | યશઃકીર્તિ | ૧૧ | ,, |
| सम्मइजिनचरिय | ( सं. सम्मतिजिनचरित ) | રઇધૂ | ૧૦ | ,, |
| मेहेसरचरिय | ( सं. मेघेश्वरचरित ) | ,, | ૧૩ | ,, |
| धणकुमारचरिय | ( सं. धनकुमारचरित ) | ,, | ૪ | ,, |
| वड्ढमाणकव्व | ( सं. वर्धमानकाव्य ) | જયમિત્ર હલ્લ | ૧૧ | ,, |
| अमरसेणचरिय | ( सं. अमरसेनचरित ) | માણિક્કરાજ | ૯ | ,, |
| णायकुमारचरिय | ( सं. नागकुमारचरित ) | ,, | ,, | ,, |
| सुलोयणाचरिय | ( सं. सुलोचनाचरित ) | દેવસેન | ૨૮ | ... |

### કથાકોશો

અહીં સુધીમાં ગણાવ્યા તે ઉપરાંત બીજો એક વિષયપ્રકાર પણ સંધિબંધમાં મળે છે. તે છે કોઈ વિશિષ્ટ જૈન ગ્રંથમાં પ્રતિપાદિત થયેલા અમુક ધાર્મિક વા નૈતિક વિષયને ઉદાહૃત કરતી કથાવલી. 'કથાકોશ' નામે જાણીતા આ સાહિત્યની સંખ્યાબંધ કૃતિઓ સંસ્કૃત અને પ્રાકૃતમાં મળે છે. અપભ્રંશમાં ૫૬ તથા ૫૮ સંધિના બે ભાગમાં રચાયેલું નયનંદીકૃત सयलविहिविहाणकव्व ( सं सकलविधिविधानकाव्य ) (ઇ. સ. ૧૦૪૪) તથા ૫૩ સંધિમાં નિબદ્ધ શ્રીચંદ્રકૃત कहकोस ( सं कथाकोश ) (ઈસવી અગિયારમી સદી) એ બંને, શ્રમણજીવનને લગતા ને જૈન શૌરસેનીમાં રચાએલા આગમકલ્પ પ્રસિદ્ધ દિગંબર ગ્રંથ भगवती-आराधनानी

સાથે સંકળાયેલી કથાઓ વર્ણવે છે. નયનંદી અને શ્રીચંદ્રે પોતાની કૃતિઓ પુરોગામી સંસ્કૃત અને પ્રાકૃત આરાધનાકથાકોશોને આધારે રચી હોવાનું જણાવ્યું છે.

૨૧ સંધિનો શ્રીચંદ્રકૃત दंसणकहरयणकरंड (सं दर्शनकथारत्नकरण्ड) (ઈ. સ ૧૦૬૪), ૧૧ સંધિની હરિષેણ કૃત धम्मपरिक्खा (सं. धर्मपरीक्षा) (ઈ. સ ૯૮૮), ૧૪ સંધિનું અમરકીર્તિકૃત छक्कम्मुवएस (सं. षट्कर्मोपदेश) અને સંભવતઃ ૭ સંધિનું શ્રુતકીર્તિકૃત परमिट्ठिपयाससार (सं परमेष्ठिप्रकाशसार) (ઈ. સ. ૧૪૯૭) વગેરેનો પણ આ જ પ્રકારમાં સમાવેશ થાય છે. આ બધી કૃતિઓ પણ હજી પ્રકાશમાં નથી આવી.

આમાં હરિષેણની धम्मपरिक्ख તેના વસ્તુની વિશિષ્ટતાને કારણે ખાસ રસપ્રદ છે તેમાં મુખ્યત્વે, બ્રાહ્મણ પુરાણો કેટલાં વિસંગત અને અર્થહીન છે તે સચોટ યુક્તિથી પુરવાર કરીને મનોવેગ પોતાના મિત્ર પવનવેગ પાસે જૈન ધર્મનો સ્વીકાર કરાવે છે તેની વાત છે. મનોવેગ પવનવેગની હાજરીમાં એક બ્રાહ્મણસભા સમક્ષ પોતાને વિશે સાવ અસંભવિત અને ઉટપટાંગ જોડી કાઢેલી વાતો કહે છે, અને જ્યારે પેલા બ્રાહ્મણો તેને માનવાની ના પાડે છે, ત્યારે તે રામાયણ, મહાભારત અને પુરાણોમાંથી એવા જ અસંભવિત પ્રસંગો ને બનાવો સમર્થનમાં ટાંકી પોતાના શબ્દોને પ્રમાણભૂત ઠરાવે છે. હરિષેણની આ કૃતિનો આધાર કોઈ પ્રાકૃત રચના હતી. धम्मपरिक्खને અનુસરીને પછીથી સંસ્કૃત તેમ જ બીજી ભાષાઓમાં કેટલાંક કાવ્યો રચાયાં છે. હરિભદ્રકૃત પ્રાકૃત धूर्ताख्यान( ઈસવી આઠમી શતાબ્દી )માં આ જ કથાયુક્તિ અને પ્રયોજન છે. આ વિષયની સર્વપ્રથમ કૃતિ એનાથી પણ આગળની છે.

આ સંક્ષિપ્ત વૃત્તાંત પરથી અપભ્રંશ સાહિત્યમાં સંધિબંધનું કેટલું મહત્ત્વ છે તેનો ઘટતો ખ્યાલ મળી રહેશે.

### રાસાબંધ

સંધિબંધની જેમ અપભ્રંશે સ્વતંત્રપણે વિકસાવેલું અને ઠીકઠીક પ્રચલિત બીજું સાહિત્યસ્વરૂપ તે રાસાબંધ. તે ઊર્મિપ્રધાન કાવ્યના પ્રકારની, મધ્યમ માપની (આમ સંસ્કૃત ખંડકાવ્યનું સ્મરણ કરાવતી) રચના હોવાની અટકળ થઈ શકે છે. તેમાં કાવ્યના કલેવર માટે સામાન્ય રીતે અમુક એક પરંપરારૂઢ માત્રાછંદ પ્રયોજાતો, જ્યારે વૈવિધ્ય માટે વચ્ચે વચ્ચે ભાતભાતના રુચિર છંદો વપરાતા. રાસાબંધનો પ્રચાર અને લોકપ્રિયતા આપણને ઉપલબ્ધ પ્રાચીનતમ પ્રાકૃત-અપભ્રંશના પિંગલકારોએ આપેલી રાસકની વ્યાખ્યાથી સમર્થિત થતાં હોવા છતાં (સ્વયંભૂ તો તેને પંડિતગોષ્ઠીઓમાં રસાયણરૂપ કહીને વખાણે છે), એક પણ પ્રાચીન રાસાનો નમૂનો તો ઠીક, નામે ય નથી જળવાઈ

રહ્યું એ આશ્ચર્યની વાત છે. અને પાછળના સમયમાં પણ આ મહત્ત્વના અપભ્રંશ કાવ્યપ્રકાર વિશેનું આપણું અજ્ઞાન ઘટાડે તેવી સામગ્રી સ્વલ્પ છે. સતત અને ધરમૂળનું પરિવર્તન પામીને રાસા અર્વાચીન ભારતીય–આર્ય સાહિત્યમાં ઓગણીશમી શતાબ્દીના અંત સુધી ચાલુ રહ્યો છે. પ્રાચીન રાજસ્થાની સાહિત્યમાં ઘણુંખરું જૈન લેખકોના રચેલા રાસાઓ સૈંકડોની સંખ્યામાં મળે છે. પણ અપભ્રંશમાં ઠેઠ તેરમી શતાબ્દી લગભગના संदेशरासक અને બારમી શતાબ્દી લગભગના સાહિત્યદૃષ્ટિએ મૂલ્યહીન એક ઉપદેશાત્મક જૈન રાસ સિવાય બીજું કશું મળતું નથી. આમાં પાછલી કૃતિ उपदेशरसायनरास એંશી પદ્યોમાં સદ્ગુરુ અને સદ્ધર્મની પ્રશંસા અને કુગુરુ અને કુધર્મની નિંદા કરે છે. એ રાસકકાવ્ય એક પ્રતિનિધિરૂપ કૃતિ નહીં, પણ લોકપ્રિય સાહિત્યપ્રકારનો ધર્મપ્રચાર અર્થે ઉપયોગ થયાનું ઉત્તરકાલીન ઉદાહરણ માત્ર છે. કોઈ अंबादेवयरासयનો ઉલ્લેખ અગિયારમી શતાબ્દીની, અને माणिक्य-प्रस्तारिका-प्रतिबद्ध-रासनो બારમી શતાબ્દીની કૃતિમાં મળે છે.

संदेशरासकના વિશિષ્ટ મહત્ત્વને કારણે તેને લગતી માહિતી સહેજ વિસ્તારથી પરિશિષ્ટમાં આપી છે.

વસંતોત્સવ સાથે સંકળાયેલી ચર્ચરીનામક ગેય રચનાઓ પણ અપભ્રંશમાં રચાયેલી જણાય છે, પણ અગિયારમી શતાબ્દીની शान्तिनाचर्चरीના ઉલ્લેખ સિવાય અને તેરમી શતાબ્દીની એક બોધાત્મક જૈન રચના સિવાય કશું જળવાયું નથી.

## સળંગ મહાકાવ્ય

વિશિષ્ટ બંધવાળા સંધિકાવ્ય ઉપરાંત અપભ્રંશમાં સળગ છંદોબદ્ધ મહાકાવ્યો પણ રચાયાં છે. અપભ્રંશ કથાકાવ્ય માટે સંધિબંધ જ નિયત હતો એવું નથી. કેમ કે આરંભથી અંત સુધી નિરપવાદપણે એક જ છંદ યોજાયો હોય અને બંધારણ કે વિષયાદિને અવલંબીને કોઈ પણ જાતના વિભાગ કે ખંડ પાડવામાં ન આવ્યા હોય તેવાં કથાકાવ્યોનાં આપણને એકબે નમૂના મળે છે ઈ. સ. ૧૧૫૦માં સમાપ્ત થયેલા હરિભદ્રનાં णेमिणाहचरिय( સં. नेमिनाथचरित )નું પ્રમાણ ૮૦૩૨ શ્લોક જેટલું છે, અને તે સળંગ રડ્ડા નામના એક મિશ્ર છંદમાં રચાયું છે. હરિભદ્ર પહેલાં ઓછામાં ઓછી ત્રણ શતાબ્દી પૂર્વે થયેલા ગોવિંદ નામે અપભ્રંશ કવિએ પણ રડ્ડાછંદના વિવિધ પ્રકારોમાં એક કૃષ્ણકાવ્ય રચ્યું હોવાનું આપણે स्वयम्भूच्छन्दમાં આપેલાં ટાંચણો પરથી અનુમાન કરી શકીએ છીએ. गउडवहो જેવી પ્રાકૃતરચનાઓ પણ આ ધાટીની છે.

## ધાર્મિક તથા આધ્યાત્મિક કૃતિઓ

અપભ્રંશમાં કથાકાવ્યોની ( અને સંભવતઃ ઊર્મિપ્રધાન કાવ્યોની ) વિપુલતા હતી, એનો અર્થ એવો નથી કે તે બીજા કાવ્યપ્રકારોથી સાવ અજ્ઞાત હતો.

ધાર્મિક-બોધક વિષયની કેટલીક નાની નાની રચનાઓ ઉપરાંત થોડીક આધ્યાત્મિક કે યોગવિષયક રચનાઓ પણ મળે છે.

આમાં યોગીન્દુદેવ( અપ. જોઇંદુ )નો परमप्पपयास ( સં. परमात्मप्रकाश ) અને योगसार સૌથી વિશેષ મહત્ત્વના છે. परमप्पपयासના બે અધિકારમાંથી પહેલામાં ૧૨૩ દોહા છે, જેમાં બાહ્યાત્મા, અંતરાત્મા અને પરમાત્માનું મુક્ત, રસવતી શૈલીમાં પ્રતિપાદન કરેલું છે ૨૧૪ પદ્યો ( ઘણાખરા દોહા )નો બીજો અધિકાર મોક્ષતત્ત્વ અને મોક્ષસાધન ઉપર છે. યોગીન્દુ સાધક યોગીને આત્મ-સાક્ષાત્કારનું સર્વોચ્ચ મહત્ત્વ સમજાવે છે, અને તે માટેના માર્ગ તરીકે વિષયોપભોગ તજવાનો, ધર્મના માત્ર બાહ્યાચારને નહીં, પણ આંતરિક તત્ત્વને વળગી રહેવાનો, આંતરિક શુદ્ધિનો અને આત્માના સાચા સ્વરૂપનું ધ્યાન ધરવાનો ઉપદેશ આપે છે. योगसारમાં ૧૦૮ પદ્યો( ઘણાખરા દોહા )માં સંસારભ્રમણથી વિરક્ત મુમુક્ષુને પ્રબુદ્ધ કરવા માટે ઉપદેશ અપાયેલો છે. સ્વરૂપ, શૈલી અને સામગ્રીની દૃષ્ટિએ તેનું परमप्पपयास સાથે ઘણું સામ્ય છે.

આ જ શબ્દો રામસિંહકૃત दोहापाहुड( સં. दोहाप्राभृत )ને લાગુ પડે છે. તેનાં ૨૧૨ દોહાબહુલ પદ્યોમાં એ જ અધ્યાત્મિક-નૈતિક દૃષ્ટિ પર ભાર મુકાયો છે. તેમાં શરીર અને આત્માનો તાત્ત્વિક ભેદ નિરૂપી, પરમાત્માની સાથે આત્માની અભેદાનુભૂતિને સાધક યોગીનું સર્વોચ્ચ સાધ્ય ગણ્યું છે. વિચારમાં તેમ જ પરિભાષામાં આ ત્રણે કૃતિઓ બ્રાહ્મણ અને બૌદ્ધપરંપરાની અધ્યાત્મવિષયક કેટલીક કૃતિઓ સાથે ગણનાપાત્ર સામ્ય ધરાવે છે. તેમની ભાષા અને શૈલી સરળ, સચોટ, લોકગમ્ય અને અલંકારના તથા પાંડિત્યના ભારથી મુક્ત છે. તેમને ભારતીય અધ્યાત્મરહસ્યવાદી સાહિત્યમાં જૈન પરંપરાના મૂલ્યવાન પ્રદાન તરીકે ગણાવી શકાય.

જૈનોની જેમ બૌદ્ધોનું અધ્યાત્મરહસ્યવાદી સાહિત્ય પણ કેટલુંક અપભ્રંશમાં રચાયું છે. એના રચનારાઓ મહાયાન સંપ્રદાયની વજ્રયાન ને સહજયાન એ તાંત્રિક શાખાઓના સિદ્ધો હતા. તેમાંથી સરહ અને કાન્હના દોહાકોષો ( આશરે ૧૦ મી શતાબ્દી ) વ્યવસ્થિત રૂપમાં મળે છે. કર્મકાંડનો ને બાહ્યાચારનો વિરોધ, ગુરુનું મહત્ત્વ, ચિત્તશુદ્ધિ, શૂન્યતાપ્રાપ્તિ વગેરે વિષય પર સીધી, વેધક, તળપદા જોમવાળી વાણીમાં થયેલી આ રચનાઓમાં પાછળના સંતસાહિત્યની રીતિ, ભાષા ને ભાવનાઓનાં મૂળસ્રોત જણાશે. બૌદ્ધ અપભ્રંશ સાહિત્યની વિરલ ઉપલબ્ધ કૃતિઓ લેખે પણ તેમનું મૂલ્ય ઘણું છે.

નાની ધાર્મિક કૃતિઓમાં લક્ષ્મીચંદ્રકૃત सावयधम्मदोहा ( સં. श्रावकधर्मदोहा ) અપરનામ नवकारश्रावकाचार ( ૧૬ મી શતાબ્દી પહેલાં ) ઉલ્લેખાર્હ છે. તેમાં નામ પ્રમાણે શ્રાવકોનું કર્તવ્ય લોકભોગ્ય શૈલીમાં સમજાવ્યું છે. એ ઉપરાંત ૨૫

દોહાની મહેશ્વરકૃત સંયમવિષયક संजममंजरी ( સંભવતઃ ૧૩મી શતાબ્દી લગભગ )-નો, જિનદત્ત ( ઈ. સ. ૧૦૭૬–૧૧૫૨ ) કૃત चर्चरी અને कालस्वरूपकुलकनो, અને ધનપાલકૃત सत्यपुरमण्डनमहावीरोत्साह ( ઈસવી ૧૧મી શતાબ્દી ), અભયદેવકૃત जयतिहुअण આદિ સ્તવનો વગેરેનો ઉલ્લેખ કરી શકાય.

## પ્રકીર્ણ કૃતિઓ અને ઉત્તરકાલીન વલણો

સ્વતંત્ર કૃતિઓ ઉપરાંત જૈન પ્રાકૃત તથા સંસ્કૃત ગ્રંથોમાં અને ટીકાસાહિત્યમાં નાનામોટા સંખ્યાબંધ અપભ્રંશ ખંડો મળે છે. ઉદાહરણ લેખે થોડાંક જ નામ ગણાવીએ : વર્ધમાનકૃત ऋषभचरित ( ઈ. સ. ૧૧૦૪ ), દેવચંદ્રકૃત शान्तिनाथचरित्र ( ઇ. સ. ૧૧૦૪ ), હેમચંદ્રકૃત सिद्धहेम વ્યાકરણ તથા कुमारपालचरित અપરનામ द्वयाश्रय ( ઇસવી ૧૨ મી શતાબ્દી ), રત્નપ્રભકૃત उपदेशमालादोघट्टीवृत्ति ( ઈ. સ. ૧૧૮૨ ) સોમપ્રભકૃત कुमारपालप्रतिबोध ( ઈ. સ. ૧૧૮૫ ), હેમહંસશિષ્યકૃત संजममंजरीवृत्ति ( ઇસવી ૧૫મી શતાબ્દી પહેલાં ) વગેરે. આ ઉપરાંત અલંકારસાહિત્યમાં ઉદ્ધૃત પદ્યોમાં જે જૈનેતર અપભ્રંશ રચનાઓનાં સૂચક છે, તેમનું વિશેષ મૂલ્ય છે. આમાંથી सिद्धहेमનાં ઉદાહરણો ખાસ ઉલ્લેખ માગી લે છે. એ પોણા બસો જેટલાં ( મુખ્યત્વે દોહાબદ્ધ ) પદ્યોમાંથી ઘણાંખરાં હેમચંદ્રે ઉપલબ્ધ અપભ્રંશ સાહિત્યમાંથી કે પૂર્વેના વ્યાકરણોમાંથી એકઠાં કર્યાં જણાય છે. કૃત્રિમ કે ઘડી કાઢેલાં હોય તેવાંની સંખ્યા નજીવી છે. ઉદાહરણોની ભાષા વિવિધ સમય ને સ્થળની છાયા ધરાવે છે. વિષયની વિવિધતા, અનાયાસસિદ્ધ લાગતા અલંકારો, ભાવોની તીક્ષ્ણતા અને તેમની સરલ પણ સદ્યોવેધક અભિવ્યક્તિ અને અનુભૂતિનો ખરો રણકાર–આવા ગુણોને કારણે હેમચંદ્રીય ઉદાહરણો એક તાજગી ને ઉષ્માથી ધબકતા સાહિત્ય તરફ આંગળી ચીંધે છે.

## સંધિ

તેરમી શતાબ્દી આસપાસ ટૂંકાં અપભ્રંશ કાવ્યો માટે 'સંધિ' નામે ( આગલા 'સંધિબંધ'થી આ ભિન્ન છે ) એક નવો રચનાપ્રકાર વિકસે છે. તેમાં કોઈ ધાર્મિક, ઉપદેશાત્મક કે કથાપ્રધાન વિષયનું થોડાંક કડવાંમાં નિરૂપણ કરેલું હોય છે, અને તેમનો મૂળ આધાર ઘણી વાર આગમિક કે ભાષાસાહિત્યમાંનો— અથવા તો પૂર્વકાલીન ધર્મકથાસાહિત્યમાંનો—કોઈ પ્રસંગ કે ઉપદેશવચનો હોય છે. રત્નપ્રભકૃત अंतरंगसंधि ( ઇસવી ૧૩મી શતાબ્દી ), જયદેવકૃત भावनासंधि જિનપ્રભ ( ઇસવી ૧૩મી શતાબ્દી ) કૃત चउरंगसंधि, मयणरेहासंधि ( ઈ. સ. ૧૨૪૧ ) તથા અન્ય સંધિઓ, વગેરે.

તેરમી શતાબ્દીમાં અને તે પછી રચાએલી કૃતિઓના ઉત્તરકાલીન અપભ્રંશમાં તત્કાલીન બોલીઓનો વધતો જતો પ્રભાવ છતો થાય છે. આ બોલીઓમાં

# પરિશિષ્ટ

## સંદેશરાસક

### પ્રાસ્તાવિક

અત્યાર લગીમાં જાણમાં આવેલી બીજી અપભ્રંશ સાહિત્યકૃતિઓથી સંદેશરાસક કેટલીક તેની અપૂર્વ વિશિષ્ટતાઓને લઈને ઠીકઠીક જુદું પડી આવે છે. કાવ્ય તો સવા બસોએક પદ્યોમાં જ પૂરું થાય છે, છતાં એની વિશિષ્ટતાઓને કારણે તે ઘણું અગત્યનું બની રહે છે. પ્રથમ તો શુદ્ધ સાહિત્યની દૃષ્ટિએ સંદેશ-રાસક એક સારી રીતે મૂલ્યવાન કૃતિ ગણાય. પ્રસિદ્ધ થયેલી પ્રશિષ્ટ અપભ્રંશની કૃતિઓમાં એકે એવી નથી કે જેને સાવ શુદ્ધ સાહિત્યની કૃતિ કહી શકીએ. ધર્મકથાઓ, ચરિતો, પુરાણો વગેરે બોધલક્ષી કે ધાર્મિક રચનાઓ જ અપભ્રંશમાં અત્યાર સુધીમાં મળી છે. પણ સ્વયંભૂ, હેમચંદ્ર વગેરેએ આપેલાં અપભ્રંશ ટાંચણો પરથી જો અનુમાન કરવાનું હોય તો એ વાત પણ નિઃશંક છે કે શૃંગારિક ને વીરરસના સાહિત્યના તેમ જ સુભાષિતોના ખેડાણની પરંપરા પ્રાકૃત પછી અપભ્રંશે પણ ચાલુ રાખેલી. પણ આવાં હાલ તો ફુટકળ કહેવાવાને લાયક પદ્યોને બાજુ પર રાખતાં શૃંગારરસની કે ઇતર પ્રકારની શુદ્ધ લલિત વાઙ્મયની કહી શકાય એવી એકે અપભ્રંશ કૃતિ હાથ લાગી ન હતી. સંદેશરાસક આ પ્રકારની પહેલી કૃતિ છે. રસાનંદ જ તેની રચનાનું પ્રમુખ પ્રવૃત્તિનિમિત્તઃ સીધું ઉદ્બોધન નહીં, કાંતાસંમિત ઉપદેશ પણ નહીં, પણ વાંચનાર કે સાંભળનારને સદ્ય ને પર એવી નિર્વૃત્તિનો લાભ થાય એ જ સંદેશરાસકની રચનાનું પ્રયોજન. પોતાનું આ કાવ્ય રસિકોને રસસંજીવનીરૂપ ને અનુરાગીને પથદીપરૂપ હોવાનાં વેણ કવિએ પ્રસ્તાવનામાં જ ઉચ્ચાર્યાં છે.

### કર્તા

સંદેશરાસકની બીજી વિશિષ્ટતા એ કે તેનો રચનાર કવિ મુસ્લિમ છે. એનું નામ અદ્દહમાણ કે અબ્દલ રહમાન 'પશ્ચિમદેશમાં આવેલા પ્રખ્યાત મ્લેચ્છદેશ'ના રહીશ મીરસેન નામે કોઇક વણકરનો તે પુત્ર હતો. પોતે પ્રાકૃત કાવ્યો ને ગીતો રચવામાં પ્રસિદ્ધિ મેળવેલી એમ પણ તે કહે છે. અને આખા કાવ્યમાં ક્યાં યે તે એક પરદેશી-આર્યેતર કવિને હાથે રચાયું હોવાની ગંધ સરખી યે લાગ્યે જ મળે, એ વસ્તુ દેખાડી આપે છે કે સંદેશરાસકકારે અત્રત્ય કાવ્યરીતિ અને સંસ્કૃતિ કેટલા પ્રમાણમાં આત્મસાત્ કરી હતી. એ ખરું કે કાવ્યનું આદિમંગળ તેમ જ સમાપન અમુક વિશિષ્ટતા ધરાવે છે. કાવ્ય શરૂ કરતાં કવિએ કરેલું ઇષ્ટદેવનું સ્તવન જુઓ : "સમુદ્ર, પૃથ્વી, ગિરિઓ, વૃક્ષો, નક્ષત્રો વગેરે જેણે

સરજ્યાં તે તમને કલ્યાણનું દાન કરો; મનુષ્ય, દેવ, વિદ્યાધર તેમ જ સૂર્યચંદ્ર જેને નમે છે તે કિરતારને, હે નાગરિકો, તમે નમન કરો." તેમ કાવ્યની અંતિમ પંક્તિમાં "જેને આદિ કે અંત નથી" તેવા પરમેશ્વરની જય બોલાવી છે. પણ કાવ્યના આ પ્રકારના આદિ ને અંત, પહેલેથી જાણ હોય કે આ એક મુસ્લિમના હાથની કૃતિ છે, તો જ ખાસ સૂચક લાગે કાવ્યવિષયનું જે રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે, અનેક સ્થળે જે હૃદ્ય અને સુભગ અલંકારો પ્રયોજાયા છે, વિરહિણીની કરુણ અવસ્થાનું હૃદયદ્રાવક ચિત્ર જે રીતે રજૂ કરવામાં આવ્યું છે, અને સમગ્ર કાવ્યમાં ભાષા ને છંદ પરનો જે સાહજિક કાબૂ વ્યક્ત થાય છે તે સૌ પણ એવી ઊંડી છાપ મૂકી જાય છે કે સંસ્કૃત, પ્રાકૃત તેમ જ અપભ્રંશના ખાસ કરીને શૃંગારિક સાહિત્યનુ કવિએ આકંઠ પાન કરેલુ હોવું જોઈએ અને 'ગાથાસપ્તશતી' ને 'વજ્જાલગ્ગ' જેવા પ્રાકૃત ગાથાસંગ્રહોની કેટલીક ગાથાઓના અપભ્રંશ અનુવાદ કે પ્રતિધ્વનિ 'સંદેશરાસક'માં મળે છે, તેથી આ વાત સમર્થિત થાય છે.

## વસ્તુ

સંદેશરાસકની ત્રીજી વિશિષ્ટતા તેના સ્વરૂપમાં રહેલી છે. કઈ જાતની એ વિશિષ્ટતા છે તે તપાસવા માટે પહેલાં કાવ્યના વસ્તુ પર એક નજર નાખી લઈએ. કૃતિના નામ ઉપરથી જ એ એક વિપ્રલંભપ્રાશ્રિત સંદેશકાવ્ય હોવાનું સમજાય છે. પણ મેઘદૂતની રચના પછી તેના અનુકરણમાં જે અનેક સામાન્ય કે ઊતરતી કોટિનાં દૂતકાવ્યો ફૂટી નીકળ્યાં તેમની અને સંદેશરાસકની વચ્ચે જોજનોનું અંતર લાગે. કાવ્યના આરંભે કવિએ આત્મપરિચય આપ્યો છે, અને સાચું ધ્રુવપદ પામેલા અનેક ઉત્કૃષ્ટ કાવ્ય પૂર્વસૂરિઓનાં રચેલા વિદ્યમાન હોવા છતાં, પોતાના જેવા પામર જનના આવા નમ્ર પ્રયત્નને પણ રસિક હૃદયોને રીઝવવાનો થોડોક અધિકાર અને અવકાશ છે એ વાત પૂર્વપરિચિત પણ રોચક નિદર્શનોની એક આખી માળા દ્વારા પ્રકટ કરી છે. કાવ્યના આ પ્રાવેશિક ખંડ પછી ખરું કાવ્યવસ્તુ આરંભાય છે.

રાજપૂતાનામાં કોઈ સ્થળે આવેલા વિજયનગરમાં રહેતી કોઈ પ્રોષિતભર્તૃકા કોઈક પ્રવાસીને માર્ગ પર થઈને જતો જોઈ જરા પૂછપરછ કરે છે. પથિક મૂલતાનથી નીકળી કોઈના સંદેશવાહક તરીકે ખંભાત જઈ રહ્યો હતો. એ પ્રસંગે પથિક મૂલતાનની સમૃદ્ધિનું ઘણુ હૃદયંગમ વર્ણન કરે છે. અહીં તેમ જ બીજાં વર્ણનસ્થળોએ ક્યાંયે કષ્ટસાધ્યતા નહીં લાગે ભાષા, છંદ, અલંકારો ને વક્તવ્યની અનેકવિધ લલિતભંગીઓની કવિને સહજ ફાવટ હોવાની જ પ્રતીતિ થશે. વિરહિણીનો પતિ પણ કેટલાય વખતથી વેપારવાણિજ્યને અર્થે ખંભાત ગયેલો. એટલે તે પથિકને વીનવે છે કે મારો થોડોક સંદેશો તેને પહોંચાડ પથિકનો સમભાવ જાણી વિરહિણી સંદેશો કહે છે. તેમાં સ્થૂળ સામગ્રી તરીકે તો વિરહને લીધે થયેલી પોતાની કરુણ, દુ:ખી, દયનીય અવસ્થાનું વર્ણન, આટલો સમય વ્યતીત થઈ

ગયા છતાં પરદેશથી પાછા ન ફરવા માટે ઉપાલંભ, વિરહના તીવ્ર દાહનો અને મિલનની આશાના અમીનો વારાફરતી અનુભવ લેતા પોતાના હૃદયની ત્રિશંકુવત્ સ્થિતિ અને એ સૌને લઈને અસહ્ય જેવું બની ગયેલું પોતાનું જીવિત–આટલુ છે. પણ અપૂર્વતા અભિવ્યક્તિની રીતમાં જ વિશેષ છે. જુદાજુદા ભાવાનુકૂળ છંદોનો આશ્રય લઈ, પહેલાં બેચાર વેણ કહે, વળી કહેતાંકહેતાં હૈયું ભાંગી પડે, વળી બેચાર વેણ કહે, એટલામાં પથિકનું હૃદય સમભાવથી ભીનું થતાં, તે હોય તે નિઃસંકોચ કહેવા આગ્રહ કરે: આમ ઉપરની અવિશિષ્ટ સામગ્રી અનેક રમ્ય ભંગીઓનાં રંગબેરંગી પટકૂળ પહેરી કાવ્યરસનું વાહન બને છે. પછી પથિક મોડું થવાનો ભય આગળ ધરી રજા માગે છે, એટલે સુંદરી છેવટના બેચાર શબ્દો સાંભળી લેવાનું કહે છે. આમ કાવ્ય અરધે સુધી આવે છે. દરમિયાન પથિકના હૃદયમાં સમભાવપ્રેર્યું કુતૂહળ થાય છે ને વિરહિણીને પૂછે છે કે કેટલા વખતથી તું આવી આર્ત દશા ભોગવી રહી છે, અને આમ લાંબા સમયથી હૃદયમાં ભંડારી રાખેલાં દુઃખમય સંવેદનોને એક સૌહાર્દભરી વ્યક્તિ આગળ વાચાબદ્ધ કરવાની સગવડ મળતાં, રમણી પોતાની કથની માંડે છે. અહીં કાવ્યનો બીજો ખંડ પૂરો થાય છે. આરંભનો ભાગ બાદ કરતાં, આ ખંડ સ્વતંત્ર રીતે જ વિજોગણનાં આર્ત, કરુણઘેરા સૂરો વહાવતાં વિલાપગીતોની એક માળા જેવો બની રહે છે.

ત્રીજા ખંડમાં ષડ્ઋતુઓનું મનોરમ અને તાદૃશ વર્ણન છે. પતિ પરદેશ સિધાવ્યો ત્યારે કેવો ગ્રીષ્મ તપતો હતો ત્યાંથી માંડીને એક પછી એક ઋતુ ને તે વેળાની પોતાની દશા એ પ્રકારે વર્ણન આગળ ચલાવી છેવટમાં વસંતને વર્ણવી વિરહિણી અટકે છે ને અંતે પથિકને વિદાય કરી પોતે હજી તો પાછી ફરે છે, ત્યાં જ દક્ષિણ દિશામાં નજર પડતાં, તે દૂર રસ્તા પર પોતાના પતિને પરદેશથી પાછો આવતો જુએ છે, ને કવિ 'જેમ તે વિરહિણીનું કાર્ય ઓચિંતું જ સીધ્યું તેમ શ્રોતા અને પાઠકનું પણ સિદ્ધ થાઓ' એવી પ્રાર્થના સાથે અનાદિ-અનંતનો જય બોલાવી કાવ્યની સમાપ્તિ કરે છે.

## સ્વરૂપ

આ કાવ્યસામગ્રીને જે કલેવરમાં ગોઠવવામાં આવી છે તે હવે જોઈએ. પ્રથમ તો એ કે કૃતિનું નામ કાવ્યનો પ્રકાર જણાવી દે છે. જૂની ગુજરાતીમાં ને હિંદીમાં સંખ્યાબંધ રાસાકાવ્યો જાણીતાં છે. અપભ્રંશમાં એવો જ उपदेशरसायणरास આ પહેલાં પ્રસિદ્ધ થયેલો છે. પણ સ્વરૂપ અને બાંધણીની દૃષ્ટિએ સૌથી નોખો પડી આવતો આ પહેલો જ અપભ્રંશ રાસો પ્રસિદ્ધિમાં આવ્યો છે. કવિએ કાવ્યને વિષયાનુકૂળ એવા ત્રણ વિભાગોમાં વહેંચી નાંખ્યું છે ને દરેકને प्रक्रम એવું નામ આપ્યું છે. વળી પહેલા પ્રક્રમમાં પ્રાસ્તાવિક વાતો આપવામાં આવી છે ને આથી તેની ભાષા પણ પ્રાકૃત છે, અપભ્રંશ નહીં. કાવ્યમાં વચ્ચેવચ્ચે જ્યાંજ્યાં ગાથા

# ૨. અપભ્રંશ ભાષા

## અપભ્રંશના સ્વરૂપવિષયક પ્રાચીન ઉલ્લેખો.

(અલંકાર, વ્યાકરણ વગેરે વિષયના પ્રાચીન ગ્રંથો વગેરેમાંથી અપભ્રંશને લગતા ઉલ્લેખોનું ભાષાંતર અહીં આપ્યું છે. મૂળ ઉલ્લેખો આ વિભાગના પરિશિષ્ટમાં મૂક્યા છે.)

### ૧. 'અપભ્રંશના' અર્થો

૧. ઇષ્ટ કે માન્ય સ્થાનથી—ધોરણથી ચ્યુત થવું, નીચા પડવું તે.[1] આ પતન એટલે લાક્ષણિક અર્થમાં 'સ્ખલન', 'ભ્રષ્ટતા' કે 'વિકૃતિ' (આચારવિચારના પ્રદેશમાં):

(૧) 'મોટાઓ માટે પણ બહુ ચડવાનું પરિણામ અપભ્રંશમાં આવે છે.' (કાલિદાસ).

(૨) 'દ્વારની આણી પાસની સાંકળ ઉઘાડવી એના હાથમાં હતી. પેલી પાસની સાંકળ કૃષ્ણકલિકાએ ઉઘાડી હતી–વાસી ન હતી; આ તેનું સખીકૃત્ય કુમુદસુંદરીના અપભ્રંશને અતિ અનુકૂળ......લાગ્યું'

'આ સેવકભાવ નવીનચંદ્રને પવિત્ર ચિત્તનો અપભ્રંશકર લાગ્યો.'

'આ અપભ્રંશ અને પાતકતાના હેતુ ઉભય ભાવના સ્વભાવભૂત—પ્રકૃતિસ્થ—લાગ્યા.' (ગોવર્ધનરામ).

૨. ભાષાની 'ભ્રષ્ટતા' કે 'વિકૃતિ.' 'ભ્રષ્ટ' 'વિકૃત', 'અ-શિષ્ટ' રૂપ કે શબ્દ-પ્રયોગ (સરખાવો, 'અપભાષા', 'અપશબ્દ', 'અપપ્રયોગ' વગેરે)[2]:

(૩) 'ભાષામાં અપભ્રંશ જેવું કાંઈ છે જ નહિ. ભાષામાં ભ્રંશ થતો જ નથી.' (ઉમાશંકર).

(૪) '(દરેક) અપભ્રંશની પ્રકૃતિ સાધુ (= વ્યાકરણશુદ્ધ) શબ્દ હોય છે' (વ્યાડિ).

(૫) 'અપશબ્દો (જ) ઘણા હોય છે, (જ્યારે) શબ્દો (તો) થોડા હોય છે. કેમ કે એકએક શબ્દના અનેક અપભ્રંશ હોય છે. જેમ કે गौ એ શબ્દના गावी, गोणी, गोता, गोपोतलिका વગેરે અનેક અપભ્રંશ છે.' (પતંજલિ).

---

૧. ભરત 'સમાન શબ્દ', 'વિભ્રષ્ટ' ને 'દેશીગત' એમ ત્રિવિધ પ્રાકૃત ગણાવે છે, અને 'જે અનાદ્ય વર્ણો, સંયોગ, સ્વર કે વર્ણનું પરિવર્તન કે લોપ પામે તેમને વિભ્રષ્ટ કહે છે,' એવી વ્યાખ્યા બાંધે છે (નાટ્યશાસ્ત્ર, ૧૭–૩, ૫, ૬).

૨ 'અપશબ્દ' માટે પણ આવું જ કહેવાયું છે : त एव शक्तिवैकल्यप्रमादालसतादिभिः । अन्यथोच्चारिताः शब्दा अपशब्दा इतीरिताः ॥ (ભર્તૃહરિ) 'અશક્તિ, પ્રમાદ, આળસ વગેરે કારણે જુદી રીતે ઉચ્ચારેલા શબ્દો તે જ અપશબ્દો કહેવાય છે'

આવે છે તે દરેક સ્થળે પ્રાકૃતનો જ ઉપયોગ કરાયો છે ને જે બેચાર વર્ણવૃત્તો વાપરવામાં આવ્યા છે તેમની ભાષા પણ પ્રાકૃતપ્રચુર છે. વિરહાઙ્કના 'વૃત્તજાતિ-સમુચ્ચય' કે સ્વયંભૂના 'સ્વયંભૂચ્છંદ' જેવા છંદોગ્રંથોએ રાસાનું જે એવું લક્ષણ બાંધ્યું છે કે જેની અડિલ્લા, રાસા, ચઉપઇ, દોહા વગેરે છંદોમાં રચના કરવામાં આવે તે રાસો, તે સંદેશરાસકને બરોબર લાગુ પડે છે. અને સંદેશરાસકમાં પણ 'બહુ રૂપકોમાં (=છંદોમાં) નિબદ્ધ એવો રાસક' એવું રાસકનું લક્ષણ અપાયું છે.

સવા બસોથી યે ઓછાં પદ્યોના આ કાવ્યમાં કવિએ વીશ જેટલા જુદાજુદા છંદો પ્રયોજ્યા છે ઘણાખરા છંદોનું નામ કવિએ કાવ્યદેહમાં જ વણી લીધું છે: 'હવે મારા પિયુને પાચ દોહા કહેજે, એક વસ્તુ, એક ગાથા ને ડોમિલઉ કહેજે, હવે એક ચૂડિલઉ ને એક ખડહડઉ કહેજે, હવે મડિલા ને અડિલા કહેજે,' વગેરે. આમ સંદેશરાસકનું છંદોદષ્ટિએ મહત્ત્વ ઉઘાડુ છે

કાવ્યની ભાષા અપભ્રંશ છે ખરી પણ તે લૌકિક બોલીઓના ઠીકઠીક સંપર્કમાં આવેલો ઉત્તરકાલીન અપભ્રંશ છે. આમાં હેમચંદ્રના શિષ્ટમાન્ય અપભ્રંશનાં કેટલાંક લક્ષણો ઉપરાંત હરિભદ્ર અને સોમપ્રભના શ્વેતામ્બર અપભ્રંશનાં ઘણાં લક્ષણો મળે છે. એથી આગળ ચાલતાં કેટલીક એવી વિશિષ્ટતાઓ આપણે જોઈએ છીએ કે જે કોઈ એક પ્રાંતની ભાષાની આગવી નહીં, પણ બધા ઉત્તરકાલીન અપભ્રંશભેદો વચ્ચે સામાન છે, ને આ સૌ ઉપરાંત પણ સંદેશરાસકની ભાષામાં કેટલાંક શબ્દો ને રૂપો એવાં છે કે જેમના આધારે તેને જૂની પશ્ચિમ રાજસ્થાનીના ઉત્તરવિભાગના સારા એવા સંપર્કમાં આવેલી હોવાનુ અનુમાન અનિવાર્ય થઈ પડે છે. વળી રાજસ્થાની ભાષાઓ માટે પશ્ચિમી હિંદીની પ્રાચીન બોલીઓની અસરથી મુક્ત રહેવું એ બહુ સંભવે તેમ ન હતું, એટલે સંદેશરાસકની ભાષામાં પણ આપણને બ્રજ વગેરેની છાંટ દેખાય છે. સરવાળે સંદેશરાસકની ભાષા કાંઈક અંશે પ્રાચીન મારવાડી તરફ ઢળતી અને બ્રજ ભાષાની છાંટવાળી જૂની પશ્ચિમ રાજસ્થાનીથી રંગાયેલો એવો 'શ્વેતામ્બર' અપભ્રંશ છે.

# ૨. અપભ્રંશ ભાષા

## અપભ્રંશના સ્વરૂપવિષયક પ્રાચીન ઉલ્લેખો.

(અલંકાર, વ્યાકરણ વગેરે વિષયના પ્રાચીન ગ્રંથો વગેરેમાંથી અપભ્રંશને લગતા ઉલ્લેખોનું ભાષાંતર અહીં આપ્યું છે. મૂળ ઉલ્લેખો આ વિભાગના પરિશિષ્ટમાં મૂક્યા છે.)

**૧. 'અપભ્રંશના' અર્થો :**

૧. ઇષ્ટ કે માન્ય સ્થાનથી—ધોરણથી ચ્યુત થવું, નીચા પડવું તે;[1] આ પતન એટલે લાક્ષણિક અર્થમાં 'સ્ખલન', 'ભ્રષ્ટતા' કે 'વિકૃતિ' (આચારવિચારના પ્રદેશમાં):

(૧) 'મોટાઓ માટે પણ બહુ ચડવાનું પરિણામ **અપભ્રંશમાં** આવે છે.' (કાલિદાસ).

(૨) 'દ્વારની આણી પાસની સાંકળ ઉઘાડવી એના હાથમાં હતી. પેલી પાસની સાંકળ કૃષ્ણકલિકાએ ઉઘાડી હતી–વાસી ન હતી; આ તેનું સખીકૃત્ય કુમુદસુંદરીના **અપભ્રંશને** અતિ અનુકૂળ......લાગ્યું'

'આ સેવકભાવ નવીનચંદ્રને પવિત્ર ચિત્તનો અપભ્રંશકર લાગ્યો.'

'આ અપભ્રંશ અને પાતકતાના હેતુ ઉભય ભાવના સ્વભાવભૂત—પ્રકૃતિસ્થ—લાગ્યા.' (ગોવર્ધનરામ).

૨. ભાષાની 'ભ્રષ્ટતા' કે 'વિકૃતિ' 'ભ્રષ્ટ' 'વિકૃત', 'અ-શિષ્ટ' રૂપ કે શબ્દ-પ્રયોગ (સરખાવો, 'અપભાષા', 'અપશબ્દ', 'અપપ્રયોગ' વગેરે)[2]:

(૩) 'ભાષામાં **અપભ્રંશ** જેવું કાંઈ છે જ નહિ. ભાષામાં ભ્રંશ થતો જ નથી.' (ઉમાશંકર).

(૪) '(દરેક) **અપભ્રંશની** પ્રકૃતિ સાધુ (=વ્યાકરણશુદ્ધ) શબ્દ હોય છે' (વ્યાડિ).

(૫) 'અપશબ્દો (જ) ઘણા હોય છે, (જ્યારે) શબ્દો (તો) થોડા હોય છે. કેમ કે એકએક શબ્દના અનેક અપભ્રંશ હોય છે. જેમ કે गौ એ શબ્દના *गावी, गोणी, गोता, गोपोतलिका* વગેરે અનેક અપભ્રંશ છે.' (પતંજલિ).

---

૧. ભરત 'સમાન શબ્દ', 'વિભ્રષ્ટ' ને 'દેશીગત' એમ ત્રિવિધ પ્રાકૃત ગણાવે છે, અને 'જે અનાદ્ય વર્ણો, સંયોગ, સ્વર કે વર્ણનું પરિવર્તન કે લોપ પામે તેમને વિભ્રષ્ટ કહે છે,' એવી વ્યાખ્યા બાંધે છે (નાટ્યશાસ્ત્ર, ૧૭–૩, ૫, ૬).

૨. 'અપશબ્દ' માટે પણ આવું જ કહેવાયું છે : त एव शक्तिवैकल्यप्रमादालसतादिभिः। अन्यथोच्चारिताः शब्दा अपशब्दा इतीरिताः॥ (ભર્તૃહરિ). 'અશક્તિ, પ્રમાદ, આળસ વગેરે કારણે જુદી રીતે ઉચ્ચારેલા શબ્દો તે જ અપશબ્દો કહેવાય છે.'

(૬) '(શુદ્ધ શબ્દ) જેની પ્રકૃતિ ન હોય એવો કોઈ સ્વતંત્ર અપભ્રંશ (અપભ્રષ્ટ શબ્દ) નથી. બધા અપભ્રંશની સાધુ શબ્દ જ પ્રકૃતિ હોય છે. પણ પ્રસિદ્ધિને લઈને રૂઢ બની જતા કેટલાક અપભ્રંશો સ્વતંત્ર પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે. તેથી ગૌઃ એમ પ્રયોગ કરવાનો હોય ત્યાં અશક્તિ કે પ્રમાદ વગેરેને કારણે તેના ગાવી વગેરે અપભ્રંશો પ્રયોજાય છે.' (ભર્તૃહરિ).

૩. ભ્રષ્ટ, વિકૃત બોલી કે ભાષા—તે તે સમયની દેશભાષા (આ અર્થમાં 'અપભ્રષ્ટ'–'અવહટ્ઠ' પણ વપરાયો છે):

(૭) 'શાસ્ત્રોમાં, સંસ્કૃતથી જુદું હોય તેને અપભ્રંશ કહ્યું છે.' (દંડી).

(૮) '"ભાષા" એટલે સંસ્કૃતનો અપભ્રંશ; "ભાષા"નો અપભ્રંશ તે "વિભાષા". એ તે તે દેશમાં ગહ્વરવાસીઓની ને પ્રાકૃત જનોની'.......... (અભિનવગુપ્ત). "પણ અપભ્રંશોનો શો નિયમ છે?" એના ઉત્તરમાં કહે છે કે'... (પ્રાકૃત પાઠ્યનું વિવરણ કરતાં અભિનવગુપ્ત).

(૯) 'ને ત્રીજું તે અપભ્રષ્ટ. હે રાજા, દેશભાષાના ભેદો અનુસાર તે અનંત છે.' (વિષ્ણુધર્મોત્તર).

(૧૦) 'તે તે દેશોમાં જે શુદ્ધ બોલાતું હોય તે અપભ્રંશ' (વાગ્ભટ, ૧૧મી શતાબ્દી). 'જે તે તે દેશોમાં, એટલે કે કર્ણાટ પાંચાલ વગેરેમાં શુદ્ધ, એટલે કે બીજી ભાષાઓના મિશ્રણ વિના બોલાતું હોય તે અપભ્રંશ છે, એમ અર્થ છે' (સિંહદેવગણિ).

(૧૧) 'દેશી વચનો સૌ લોકોને મીઠાં લાગે છે, તેથી તે અવહટ્ઠ હું કહું છું' (મૈથિલ કવિ વિદ્યાપતિ, ૧૪મી શતાબ્દીનો અંતભાગ).

(૧૨) 'કથામાત્ર એ નૈષધશની અપભ્રંશ એ દાખી' (ભાલણ, સોળમી શતાબ્દીનો આરંભ)[૧]

(૧૩) 'અપભ્રષ્ટશબ્દપ્રકાશ' (ઈ ૧૮૮૦ માં પ્રકાશિત, પ્રભાકર રામચંદ્ર પંડિતકૃત ગુજરાતીના વ્યુત્પત્તિદર્શક કોશનું નામ).

(૧૪) 'આમાં છઠ્ઠો તે દેશવિશેષ પ્રમાણે અનેક ભેદ ધરાવતો અપભ્રંશ.' (રુદ્રટ, ૯મી શતાબ્દી).

૧. સાથે પદ્મનાભ (ઈ સ ૧૪૫૬) ભાલણ, અખો, પ્રેમાનંદ, શામળ વગેરે 'પ્રાકૃત' 'ગુજરભાષા' 'ગુજરાતી ભાષા' એવી સંજ્ઞાઓ પણ ગુજરાતી માટે યોજેછે. 'સરસ બંધ–પ્રાકૃત કવું' (કાન્હડદે–પ્રબંધ, ૧–૧), 'પ્રાકૃતબંધ કવિતમતિ કરી' (કા પ્ર, ૪/૩૫૨); 'ગુજરભાષાએ નળરાજાના ગુણ મનોહર ગાઉં' (નલાખ્યાન, ૧-૧); 'સસ્કૃત બોલ્યે શું થયું, કાંઈ પ્રાકૃતમાંથી નાશી ગયું?' (અખાના છપ્પા, ૨૪૭); 'આખું નાગર્દમણ ગુજરાતીભાષા' (દશમસ્કંધ, ૧૬–૫૪); 'સંવાદ શુકપરિક્ષિતરાજાનો, કહું પ્રાકૃત પદબંધ' (દશમસ્કંધ, ૧–૭); 'મોહનજીસુત રખીદાસ કહેઃ પ્રાકૃતમાં એ પુરાંણી કરો' (સિંહાસનબત્રીશી, વહાંણની વાર્તા, ૮)

૫/૧. 'હૈં' પ્રત્યય—બાલહૈં.

૫/૨. 'હુ' પ્રત્યય—વચંસિઅહુ.

૪/૬. ૧. 'હૈં' પ્રત્યય—અલહંતિઅહૈં, °જંપિરહૈં, તહૈં, તિસહૈં, ઘણહૈં, મજ્ઝહૈં, °નિવાસહૈં, મુદ્ધહૈં, °હાસહૈં; જોઅંતિહૈં, મેલ્લંતિહૈં, રોમાવલિહૈં; કંગુહૈં.

'ગણ્ંતિઐં' ( ૩૩૩ ) પ્રાકૃત છે.

૪/૬. ૨. 'હુ' પ્રત્યય: વચંસિઅહુ; 'હું' પ્રત્યય: માયહું.

૭/૧. 'હિં' પ્રત્યય: એક્કહિં, ઉજ્જેણિહિં, રિદ્ધિહિં, વારાણસિહિં, સહ્યઇહિં, સંધિહિં; 'હિ' પ્રત્યય: મહિહિ.

૭/૨. 'હિં' પ્રત્યય: દિસિહિં.

૮/૧. અપ્રત્યય: દૂઇ, ઘણિ, પુત્તિ, બહિણિ, સહિ, ગોરિ; 'ઐં' પ્રત્યય: અમ્મિઐં, બહિણુઐં, બિટ્ટીએ; 'ઇ' પ્રત્યય: અમ્મિ, મુદ્ધિ.

૮/૨. 'હિં' પ્રત્યય: તરુણિહિં.

સંબોધન એકવચનનો 'ઐં' 'બિટ્ટીએ' માં છંદખાતર દીર્ઘ કરાયો છે.

## પહેલો ને બીજો પુરુષ સર્વનામ

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | પહેલો પુરુષ | બીજો પુરુષ | પહેલો | બીજો પુરુષ |
| ૧. | હઉँ | તુહुँ | અમ્હે, અમ્હइँ | તુમ્હે, તુમ્હइँ |
| ૨. | મइँ | તइँ, પइँ | ,, ,, | ,, ,, |
| ૩. | ,, | ,, ,, | અમ્હેહિँ | તુમ્હેહિँ |
| ૪/૫/૬. | મહु, મજ્ઝુ | તુહ, તઉ, તુજ્ઝ, તુધ્ર | અમ્હાહँ | તુમ્હહँ |
| ૭. | મइँ | તइँ, પइँ | અમ્હાસુ | તુમ્હાસુ |

છંદને કારણે 'અમ્હહँ' નું 'અમ્હાહँ' થયું છે.

## અન્ય વિશિષ્ટ સાર્વનામિક રૂપો.

| | પ્રત્યય | અંગ | રૂપ |
|---|---|---|---|
| પ્રથમા/દ્વિતીયા એકવ. | | જ; ત ( નપું ). | ધ્રું; ત્રં. |
| ,, ,, બહુવ. | એ (અ, ઇ). | ત; એ; ઓ. | તે, તૈં, તિ; એઇ, ઓઇ, |
| પંચમી એકવ. | હાँ | જ, ત, ક | જહાँ, તહાँ, કહાँ |
| સપ્તમી | હિँ | જ, ત, ક, અન્ન, એક્ક | જહિँ, તહિँ, કહિँ, અન્નહિँ, એક્કહિँ. |

'એ' નું. પું. ૧/૨ એકવ. માં 'એહો'; નપું. ૧/૨ એકવ.માં 'એઉ' અને પછી એકવ.માં 'આ' અંગસ્વરવાળાં 'જાસુ', 'તાસુ', 'કાસુ' એવાં રૂપ થાય છે. ઉપરાંત પ્રાકૃત સમયથી પ્રચલિત રૂપો પણ વપરાય છે. સ્ત્રીલિંગ અંગો અકારાંત કે આકારાંત હોય છે—'જ', 'જા', 'ત', 'તા' વગેરે.

## અનુગો

વિભક્તિપ્રત્યયોથી દર્શાવાતા અર્થસંબંધોનો કોઈ છાયાવિશેષ, અથવા તો જુદો જ અર્થસંબંધ દર્શાવવા સંસ્કૃતમાં અમુક રૂપો ખાસ વપરાતાં. એવાં રૂપોનો વપરાશ મધ્યમ ભારતીય આર્યમાં વધતો ગયો. અર્થદષ્ટિએ તેવા શબ્દો મૂળથી દૂર ખસતા ગયા, અને વ્યક્તિત્વની દષ્ટિએ બીજા શબ્દોને પડછે ગૌણ બનતા ગયા. ધીમે ધીમે વિભક્તિપ્રત્યયોનું કાર્ય ને સ્થાન આ અનુગો લેતા ગયા. ભિન્નભિન્ન વિભક્તિઓના અલગ અલગ પ્રત્યયો ધ્વનિપરિવર્તનને પરિણામે એકરૂપ બનતાં જ્યારે અર્થગૂંચવાડો થવા લાગ્યો, ત્યારે અનુગો દ્વારા તેમાંથી રસ્તો કઢાતાં તેમનો વપરાશ વધતો ગયો. પ્રાકૃત કરતાં અપભ્રંશમાં નવનવા અનુગો ચલણી બન્યા. હેમચંદ્રનાં ઉદાહરણોમાં તે બંને રીતે વપરાયા છે: નામિક અંગ સાથે સમસ્ત રૂપે, તેમ જ વિભક્તિપ્રત્યયને યોગે. તેમની યાદી નીચે પ્રમાણે:

'સાથે' અર્થમાં: સમાણુ (સં. समान; સં. समम् 'સાથે' ને અનુસરીને)—
(સમસ્ત) 'પયરક્ખસમાણુ' ૪૧૮.૩; (તૃતીયાને યોગે) 'પુપ્ફવઈહિં સમાણુ' ૪૩૮.૩.
સહુઁ (=સં. सह) ૪૧૯.૫, ૩૫૬,

'વિના' અર્થમાં: વિણુ. જુઓ સૂચી તૃતીયાને યોગે.

'માંથી' અર્થમાં: હોંતઉ (='હો'નું વર્ત. કૃ.), પંચમીને યોગે. ઉદાહરણો સૂત્ર ૩૫૫, ૩૭૨ (૧), ૩૭૩ (૧), ૩૭૯ (૧) ને ૩૮૦ (૧) નીચે.
ઠિઉ (સં. स्थित), સમસ્ત—'હિઅયટ્ઠિઉ જઇ નીસરહિ' ૪૩૯.૪= 'જો હૃદયથી—હૃદયમાંથી નીસરે'. 'અમ્હાસુ ઠિઅં' (૩૮૧) અને 'તુમ્હાસુ ઠિઅં' (૩૭૪) એમાં 'ઠિઅ' અનુગરૂપે છે કે 'રહેલું' અર્થે, તે સંદર્ભ વિના નક્કી ન થાય.

'માટે' અર્થમાં: કેહિં (સં. कृते, પ્રા कए, कएहिं), તેહિં, રેસિ, રેસિં (*રેસ? નું તૃ. એક વ.) અને તણેણ (तन-तणनुं તૃ. એક વ.), ષષ્ઠીને યોગે. જુઓ સૂત્ર ૪૨૫.

'સંબંધી' અર્થમાં: કેરઉ (ન. કેરઉં, સ્ત્રી. કેરી; સં. कार्य?) અને

તણુઉ ( ન. તણુઉં, સ્રી. તણી; સં. 'तन ?), ષષ્ઠીને યોગે. જુઓ સૂત્ર ૪૨૨ (૨૦, ૨૧) તથા ૩૬૧ (૧), ૩૭૩ (૨), ૩૭૯ (૪). અર્વા. ગુજરાતી કાવ્યભાષામાં 'કેરું' 'તણું' જીવતા છે.

## ૫. પ્રયોગો

૧. વર્તમાન કૃદંત પ્રથમા એકવચનનું રૂપ ક્રિયાતિપત્ત્યર્થે વપરાય છે. जइ भग्गा घरु एंतु ૩૫૧ 'જો ભાગીને ઘરે આવત'. जइ ससि छोल्लिज्जंतु तो मुहकमलि सरिसिम लहंतु ૩૯૫. ૧ 'જો ચંદ્ર છોલવામાં આવ્યો હોત, તો મુખકમળની સાથે સમાનતા પામત.'

વર્તમાન કૃદંતનો આવો અર્થ પ્રાકૃત ભૂમિકાથી જ વિકસી ચૂક્યો હતો. હેમચંદ્રે પ્રાકૃત વિભાગમાં (સૂત્ર ૮.૩.૧૮૦) આ વાત નોંધી છે. અર્વાચીન ગુજરાતીમાં આ પ્રયોગ જીવંત છે.

૨. 'ણુ' પ્રત્યયથી સાધિત ક્રિયાનામ હેત્વર્થ કૃદંત તરીકે વપરાય છે. એચ્છણુ ૩૫૩, કરણુ ૪૪૧ ૧.

૩. 'વં' પ્રત્યયથી સાધિત વિધ્યર્થ કૃદંત હેત્વર્થ કૃદંત તરીકે વપરાય છે. દેવં ૪૪૧.૧.

### વિભક્તિપ્રયોગો.

૪. તૃતીયા. નિરપેક્ષ (absolute) રચનામાં:

पुत्तें जाएं कवणु गुणु ૩૯૫.૬ 'પુત્ર જન્મ્યે શો લાભ ?'
पुत्तें मुएण क्वणु अवगुणु ,, 'પુત્ર મર્યે શું નુકસાન ?'
पिएं दिट्ठें सुहच्छडी होइ ૪૨૩.૨ 'પ્રિય દીઠે (=દેખ્યે) સુખશાતા થાય છે.'

૫. ચતુર્થી/ષષ્ઠી. (૧) નિરપેક્ષ રચનામાં:

पिअहो परोक्खहों निद्दडी कॆँव ૪૧૭.૧ 'પ્રિયતમ આંખથી દૂર હોતે છતે નિદ્રા કેવી ?'

(૨). વર્તમાન કૃદંતવાળી નિરપેક્ષ રચનામાં:

पिअ जोअंतिहें मुह-क्मलु ૩૩૨.૨ 'પ્રિયતમનું મુખકમળ જોતાં.'
एहउँ चिंतंताहँ ૩૬૨ 'એ ચિંતવતાં.' जाहँ अवरोप्परु जोअंताहँ ૪૦૯ 'જેમના અરસપરસ જોતાં'. देंतहो हउँ उव्वरिय, जुज्झंतहों करवालु ૩૭૯.૨ 'દેતાં હું ઊગરી, યુદ્ધ કરતાં તલવાર'.

અર્વાચીન ગુજરાતીમાં 'બોલતાં, કરતાં, ફરતાં' વગેરેમાં દેખાતી રચનામાં આ પ્રયોગ ઊતરી આવ્યો છે.

(૩) 'પ્રત્યે' 'તરફ' અર્થે: कुंजरु अन्नहँ तरुअरहँ कोड्डेण घल्लइ हत्थु ૪૨૨.૯ 'હાથી બીજા તરુવર તરફ તો કુતૂહળથી સૂંઢ ફેંકે છે.'
सिरु ल्हसिउ खंधस्सु ૪૪૫.૩ 'શિર ખાંધ તરફ ઢળ્યું છે'.

साहु वि लोउ तत्थावत्थहँ आलवणु करेइ ४२२.२२ 'સ્વસ્થ અવસ્થા વાળા પ્રત્યે ( =ની સાથે ) તો સૌ લોક બોલે'.

(૪) 'ण' પ્રત્યયથી સાધિત ક્રિયાનામનું ષષ્ઠીનું રૂપ હેત્વર્થ કૃદંત તરીકે વપરાય છે. अक्खणह ૩૫૦.૧, भुंजणहँ ૪૪૧.૧.

(૫) નીચેનાં ક્રિયાપદોને યોગે :

તુલના અને અનુકરણવાચક : 'ઉવમિઅ'—सीहहाँ उवमिअइ ૪૧૮.૩ 'સિંહ સાથે સરખાવાય છે' 'અણુહર'—सुपुरिस कंगुहेँ अणुहरहिँ ૩૬૭.૪ 'સત્પુરુષ કાંગને મળતા આવે છે'. ससि पिअहोँ अणुहरइ ૪૧૮.૮ 'ચંદ્ર પ્રિયતમને મળતો આવે છે'. 'ઝા'—तत्तस्सु झाएविणु ૪૪૦ 'તત્ત્વનું ધ્યાન ધરીને'. પણ छम्मुहु झाइवि ૩૩૧માં झा દ્વિતીયાને યોગે વપરાયો છે. 'ગણ્'–ताण गणंतिएँ ૩૩૩ 'તેમને ગણતાં'

૬. **સપ્તમી.** (૧) નિરપેક્ષ રચનામાં :

अवसरि निवडिअइ ૩૫૮.૨ અને એવી જ રીતે ૩૭૦.૩, ૩૮૩.૨, ૩૯૬.૨, ૪૦૬ ૨, ૪૧૮.૮, ૪૨૨.૧૨ ને ૪૨૭.૧ એ ઉદાહરણોમાં.

(૨) 'ण' પ્રત્યયથી બનેલા ક્રિયાનામનું સપ્તમીનું રૂપ હેત્વર્થ કૃદંત તરીકે વપરાય છે : भुंजणहिँ ૪૪૧.૧.

૭. ઇતર વિશિષ્ટ પ્રયોગો. હેત્વર્થ કૃદંત સાથે न અને जानां રૂપ મૂળ ક્રિયાની અતિદુષ્કરતા કે કરવાની અશક્તિનાં વાચક છે. तं अक्खणहँ न जाइ ૩૫૦.૧ 'તે કહ્યું જતુ નથી'; सुहु भुंजणहिँ न जाइ ૪૪૧.૧ 'સુખ ભોગવ્યું જતું નથી' (='ભોગવી શકાતું નથી'). અર્વા. ગુજરાતી તથા હિન્દીમાં આ પ્રયોગ જીવંત છે, અને न વિનાની રચના હિન્દીમાં કર્મણિ રચના તરીકે સ્થિર થઈ છે.

## ઉપસંહાર

આ પૃથક્કરણથી પ્રાપ્ત સામગ્રીમાં 'પ્રાચીન' અને 'અર્વાચીન' તથા ભિન્નદેશીય લક્ષણોની સેળભેળ વરતાઈ આવે છે. આધારભૂત ઉદાહરણોનાં મૂળ સ્થળકાળની દૃષ્ટિએ વિવિધ હતાં એ એનું કારણ છે.

વ્યંજનોના લોપને બદલે ઘોષત્વનું વલણ તથા ઋકાર અને સંયુક્ત પરવર્તી રકાર તથા ત્રકાર જાળવી રાખવાનું વલણ પ્રાચીનતાસૂચક છે. બીજે પક્ષે સંયુક્ત વ્યંજનોના એકત્વનું વલણ અર્વાચીનતાસૂચક છે.

સ્વરમધ્યવર્તી મ્ ને વ્ ની તથા સંયુક્ત પરવર્તી ર્ ની જાળવણી, સકારવાળું ભવિષ્ય-અંગ, જ્જવાળું ભવિષ્યઆજ્ઞાર્થ અંગ, આજ્ઞાર્થ બીજા પુ. એકવ.નો इ, ભૂતકૃદંતનો इअय, સંબંધક ભૂતકૃ.નો इउ, હેત્વર્થનો एवं, વિધ્યર્થકૃ.નો एव्वय ને પુંલિંગ પ્રથમા એકવ.નો अउ એ પ્રત્યયો તથા નપુંસકલિંગનાં રૂપો: આ લક્ષણો પાછળથી ગુજરાતીની વિશિષ્ટતા બન્યાં છે. તો સામે પક્ષે, સ્વરમધ્યવર્તી મ્ નો વઁ કે લોપ તથા વ્ નો લોપ, સંયુક્ત પરવર્તી ર્ નું સારૂપ્ય, હકારવાળું ભવિષ્ય-અંગ, સંબંધક ભૂત કૃ.નો इ, હેત્વર્થ તરીકે વપરાતાં 'ણ' પ્રત્યયવાળાં રૂપ, પુંલ્લિંગ પ્રથમા એકવ નો आ તથા નપુંસકલિંગનો અભાવ: આ લક્ષણો પાછળથી વ્રજ, ખડી બોલી વગેરેના પશ્ચિમી હિંદી ભાષાજૂથની વિશિષ્ટતા બન્યાં છે.

હેમચંદ્રનાં ઉદાહરણોમાં કેટલાંક 'મિશ્ર' લક્ષણો ધરાવતાં પદ્યો પણ છે, જેમાં પું. પ્રથમા એકવ. ના अउ ને आ વાળાં ભિન્નદેશીય રૂપો સાથોસાથ વપરાયાં છે. બોલીલક્ષણોની દૃષ્ટિએ હેમચંદ્રીય ઉદાહરણોની ભાષાને વધુ સૂક્ષ્મતાથી તપાસવી જોઈએ.

પણ ઉપર તારવેલી હકીકતો પરથી એટલું તો જોઈ શકાશે કે હેમચંદ્રીય ઉદાહરણોના અપભ્રંશને પ્રાચીન ગુજરાતી, પ્રાચીન મારવાડી કે પ્રાચીન હિન્દી કહેવી એ એકાંગી અને અશાસ્ત્રીય છે. એ ઉદાહરણોમાં ઉક્ત ત્રણે ભાષાઓની કેટલીક લાક્ષણિકતા બીજરૂપમાં ધરાવતાં પદ્યો છે એવું વિધાન કરીએ તો જ તે વસ્તુસ્થિતિને અનુરૂપ ગણાશે.



## સિદ્ધહેમગત

# અપભ્રંશ વ્યાકરણ

અધ્યાય ૮, પાદ ૪

(૩૨૯) स्वराणां स्वराः प्रायोऽपभ्रंशे ॥



અપભ્રંશમાં સાધારણ રીતે સ્વરોના સ્વરો.

वृत्ति अपभ्रंशे स्वराणा स्थाने प्रायः स्वरा भवन्ति ।

(પ્રકૃતિરૂપ સંસ્કૃત શબ્દના) સ્વરોના સ્થાને અપભ્રંશમાં સાધારણ રીતે (અન્ય) સ્વરો આવે છે.

ઉદા૦ (૧) कच्चु, कच्च; (२) वेण, वीण; (३) वाह, वाहा, वाहु; (४) पट्ठि, पिट्ठि, पुट्ठि; (५) तणु, तिणु, तृणु; (६) सुकिदु, सुकिउ, सुकृदु; (७) किन्नउ, किलिन्नउ; (८) लिह, लीह, लेह; (९) गउरी, गोरी.

છાયા (१) कच्चित्; (२) वीणा, (३) वाहुः; (४) पृष्ठम्; (५) तृणम्; (६) सुकृतम्; (७) क्लन्नक. અથવા क्लन्नकम्; (८) लेखा; (९) गोरी.

वृत्ति प्रायोग्रहणात् यस्यापभ्रंशे विशेषो वक्ष्यते तस्यापि क्वचित् प्राकृतवत् शौरसेनीवच्च कार्यं भवति ॥

(સૂત્રમાં) પ્રાય' શબ્દ મૂકયો છે તેથી (એમ સમજવાનું છે કે) જેને વિશે અપભ્રંશમાં વિશિષ્ટ (પરિવર્તન થતું હોવાનું) કહેવામાં આવશે, તેની બાબતમાં પણ કવચિત્ પ્રાકૃત પ્રમાણે તેમ જ શૌરસેની પ્રમાણે કાર્ય (=પરિવર્તન) થાય છે.

(૩૩૦) स्यादौ दीर्घ-ह्रस्वौ ॥

સિ વગેરે લાગતાં દીર્ઘ અને હ્રસ્વ.

वृत्ति अपभ्रंशे नाम्नोऽन्त्य-स्वरस्य दीर्घ-ह्रस्वौ स्यादौ प्रायो भवत. । सौ ।

અપભ્રંશમાં सि (=પ્રથમા એકવચનનો 'स्') વગેરે (વિભક્તિ પ્રત્યયો) લાગતાં, નામનો અંત્ય સ્વર, સાધારણ રીતે, (મૂળમાં હ્રસ્વ હોય તો) દીર્ઘ ને (મૂળમાં દીર્ઘ હોય તો) હ્રસ્વ (થાય છે). (જેમ કે) सि (=પ્રથમા એકવચનનો स् પ્રત્યય) લાગતા :—

ઉદા૦ (१) ढोल्ला सामला धण चपा-वण्णी ।
नाइ सुवण्ण-रेह कसवट्टइ दिण्णी ॥

શબ્દાર્થ ढोल्ला (दे.) नायक, प्रिय. । सामला—श्यामलः । धण (दे.) —नायिका, प्रिया । चपा-वण्णी—चम्पकवर्णा । नाइ—इव, यथा सुवण्ण-रेह—सुवर्ण रेखा । कसवट्टइ—कष-पट्टके । दिण्णी—दत्ता ॥

છાયા नायकः श्यामलः । नायिका चम्पकवर्णा । (दृश्येते) यथा कषपट्टके सुवर्ण-रेखा दत्ता ॥

પ્રિયતમ શામળો (છે, જ્યારે) પ્રેયસી (છે) ચંપકવર્ણી. (બને જાણે કે કસોટીના પત્થર પર સુવર્ણની રેખા દીધી (=પડી) હોય (એવી રીતે શોભે છે).

વૃત્તિ आमन्त्र्ये ।

સંબોધન (એકવચન)માં :—

ઉદા૦ (२) ढोल्ला, मइँ तुहुँ वारिआ 'मा करु दीहा माणु ।
निद्दएँ गमिही रत्तडी दडवड होइ विहाणु' ॥

શબ્દાર્થ ढोल्ला (दे)—नायक । मइँ—मया । तुहुँ—त्वम् । वारिआ—वारित. मा—मा । करु—कुरु । दीहा—दीर्घम् । माणु—मानम् । निद्दएँ—निद्रया गमिही—गमिष्यति । रत्तडी—रात्रि । दडवड (दे)—शीघ्रम् । होइ-भवति (=भविष्यति) । विहाणु (दे)—प्रभातम् ॥

છાયા नायक, मया त्वम् वारित 'दीर्घम् मानम् मा कुरु । (यतः रात्रि. निद्रया गमिष्यति । शीघ्रम् प्रभातम् भवति (=भविष्यति)' (इति)

પ્રિયતમ, મેં તને વાર્યો (તો ખરો કે) બહુ માન ન કર (=માનને બહુ પકડી ન રાખ), (કેમ કે) નિદ્રામાં (જ ઘણીખરી) રાત વહી

જશે (અને) દડબડ કરતું વહાણું થશે (=દોટ દેતુંકને સવાર થઈ જશે).

वृत्ति स्त्रियाम्।

સ્ત્રીલિંગમાં:—

ઉદા૦ (२) बिट्टीए, मइँ भणिअ तुहुँ 'मा करु वंकी दिट्ठि'।
पुत्ति, सकण्णी भल्लि जिवँ मारइ हिअइ पइट्ठि॥

શબ્દાર્થ बिट्टीए (दे.)–पुत्रिके। मइँ–मया। भणिअ–भणिता। तुहुँ–त्वम्। मा–मा। करु–कुरु। वंकी–वक्राम्। दिट्ठि–दृष्टिम्। पुत्ति–पुत्रि। सकण्णी–सकर्णा। भल्लि–भल्ली। जिवँ–यथा, इव। मारइ–मारयति। हिअइ–हृदये। पइट्ठि–प्रविष्टा॥

છાયા पुत्रिके, मया त्वम् भणिता 'वक्राम् दृष्टिम् मा कुरु' (इति)। पुत्रि, हृदये प्रविष्टा (सा) सकर्णा भल्ली इव मारयति॥

બેટી, મેં તને કહ્યું (તો ખરું, કે તું) વાંકી દૃષ્ટિ ન કર (=નાખ). પુત્રી, આંકડાવાળી બરછીની જેમ, (તે કોઈના) હૃદયમાં પેસી ગઈ (તો તેને) મારી (જ) નાખે.

वृत्ति जसि।

એ (રહ્યા) તે ઘોડા, એ (રણ)સ્થળી, (અને) એ (છે) તે તીક્ષ્ણ ખડ્ગો. અહીં જ મનુષ્યત્વ (=પૌરુષ) જણાઈ આવે છે—(કે) જે (યોદ્ધો) લગામ પાછી ન જ વાળે (=ખેંચે) (તે જ સાચો વીર).

વૃત્તિ एवं विभक्त्यन्तरेष्वप्युदाहार्यम् ॥

એ પ્રમાણે અન્ય વિભક્તિઓને લગતાં ઉદાહરણ પણ આપવાં (=સમજવાં).

331 स्यमोरस्योत् ॥

सि અને अम् લાગતાં -अ નો -उ.

વૃત્તિ अपभ्रंशेऽकारस्य स्यमोः परयोरुकारो भवति ॥

અપભ્રંશમાં सि (=પ્રથમા એકવચનનો સ્ પ્રત્યય) અને अम् (=દ્વિતીયા એકવચનનો મ્ પ્રત્યય) લાગતાં (નામના અંત્ય સ્વર તરીકે રહેલા) अકારનો उકાર થાય છે.

ઉદા૦ दहमुहु भुवण-भयंकरु तोसिअ-संकरु निग्गउ रहवरि चडिअउ ।
चउमुहु छम्मुहु झाइवि एक्कहिँ लाइवि नावइ दइवें घडिअउ ॥

શબ્દાર્થ दहमुहु—दशमुखः । भुवण-भयंकरु—भुवन-भयङ्करः । तोसिअ-संकरु—तोषित-शङ्करः । निग्गउ—निर्गतः । रहवरि—रथवरे । चडिअउ (દે.)—आरूढः । चउमुहु—चतुर्मुखम् । छम्मुहु—षण्मुखम् । झाइवि—ध्यात्वा । एक्कहिँ—एकस्मिन्, एकत्र । लाइवि—लगित्वा, कृत्वा । नावइ [ज्ञायते]—इव, यथा । दइवें—दैवेन । घडिअउ—घटितः, निर्मितः ॥

છાયા भुवन-भयङ्करः दशमुखः तोषित-शङ्करः रथवरे आरूढः निर्गतः । (दृश्यते) यथा दैवेन चतुर्मुखम् षण्मुखम् ध्यात्वा एकत्र कृत्वा (सः) निर्मितः ।

(ત્રિ)ભુવનને ભયપ્રેરક દશમુખ (=રાવણ) શંકરને તુષ્ટ કર્યો છે તેવો (=તુષ્ટ કરી), ઉત્તમ રથ પર ચડ્યો અને (=ચડીને) નીકળ્યો—જાણે કે ચતુર્મુખ (=બ્રહ્મા અને) ષણ્મુખ (=કાર્તિકેય)નું ધ્યાન ધરી, (તેમને) એકત્ર લાવીને (=એક સાથે જોડી દઈને) (તેને) દૈવે ઘડ્યો હોય (=ઘડ્યો ન હોય!).

## सौ पुंस्योद् वा ॥

सि લાગતાં પુંલ્લિંગમાં વિકલ્પે -ओ.

वृत्ति अपभ्रंशे पुल्लिङ्गे वर्तमानस्य नाम्नोऽकारस्य सौ परे ओकारो वा भवति।

અપભ્રંશમાં પુંલ્લિંગમાં રહેલા નામના અંત્ય अકારનો, सि (=પ્રથમા એકવચનનો स् પ્રત્યય) લાગતાં વિકલ્પે ओકાર થાય છે.

ઉદા० (१) अगलिअ-नेह-निवट्टाहँ जोअण-लक्खु वि जाउ ।
वरिस-सएण वि जो मिलइ सहि, सोक्खहँ सो ठाउ ॥

શબ્દાર્થ अगलिअ-नेह-निवट्टाहँ—अगलित-स्नेह-निवृत्तानाम् । जोअण-लक्खु—योजन-लक्षम् । वि—अपि । जाउ—यातु । वरिस-सएण—वर्ष-शतेन । वि—अपि । जो—य । मिलइ—मिलति । सहि—सखि । सोक्खहँ—सौख्यानाम् । सो—सः । ठाउ—स्थानम् ॥

છાયા अगलित-स्नेह-निवृत्तानाम् (अन्यतर जनः) योजन-लक्षम् अपि यातु । वर्ष-शतेन अपि यः मिलति, सखि, सः सौख्यानाम् स्थानम् ॥

અસ્ખલિત સ્નેહવાળા (રહીને) જેમને જુદા પડવાનુ થયું હોય, તેમાનું (કોઈ એક) ભલેને (वि) લાખ યોજન (દૂર) જાય; હે સખી, (તેમાનુ) જે સો વરસે પણ (ફરી) મળેને, (તોય) તે સુખોનુ ઠામ (જ બને).

वृत्ति पुंसीति किम् ।

(સૂત્રમાં) पुंसि ('પુંલ્લિંગમા') એ કેમ ? (જેમ કે)—

પ્રત્યુદા० (२) अंगहिँ अंगु न मिलिउ, हलि अहरें अहरु न पत्तु ।
पिअ जोअन्तिहे मुह-कमलु एवँइ सुरउ समत्तु ॥

શબ્દાર્થ अंगहिँ—अङ्गै । अंगु—अङ्गम् । न—न । मिलिउ—मिलितम् । हलि—हला । अहरें—अधरेण । अहरु—अधर । न—न । पत्तु—प्राप्तः । पिअ—प्रियस्य । जोअन्तिहे—पश्यन्त्याः । मुह-कमलु—मुख-कमलम् । एवँइ—एवम् एव । सुरउ—सुरतम् । समत्तु—समाप्तम् ।

છાયા हला, अङ्गैः अङ्गम् न मिलितम्, न अधरेण अधरः प्राप्तः। प्रियस्य मुखकमलम् पश्यन्त्याः एवम् एव सुरतम् समाप्तम्।

સખી, ન એનાં અંગો સાથે (મારું) અંગ મળ્યું, ન તો (તેના) અધરે (મારો) અધર પહોંચ્યો. પ્રિયતમનું મુખકમળ (એકી ટશે) જોતાં (જોતાં) મારું સુરત એમ જ (=જોવાની ક્રિયામાં જ) સમાપ્ત થયુ.

३३३ एट्टि ॥

टा લાગતા -ए.

વૃત્તિ अपभ्रंशेऽकारस्य टायामेकारो भवति ॥

અપભ્રંશમાં टा (=તૃતીયા એકવચનનો आ પ્રત્યય) લાગતાં (નામના અંત્ય) अकारનો एकार થાય છે.

ઉ૬૧૦ जे महु दिण्णा दिअहडा दइएं पवसंतेण ।
ताण गणतिएँ अंगुलिउ जज्जरिआउ नहेण ॥

શબ્દાર્થ जे–ये । महु–मह्यम् । दिण्णा–दत्ताः । दिअहडा–दिवसाः । दइएं–दयितेन । पवसंतेण–प्रवसता । ताण–तेषाम् (=तान्) । गणतिएँ–गणयन्त्याः । अंगुलिउ–अङ्गुल्यः । जज्जरिआउ–जर्जरिताः । नहेण–नखेन ॥

છાયા दयितेन प्रवसता ये दिवसा मह्यम् दत्ताः तेषाम् (= तान्) गणयन्त्याः (मम) अङ्गुल्यः नखेन जर्जरिताः ॥

પ્રવાસે જતા પ્રિયતમે મને (અવધિના) જે દિવસો દીધેલા, તે ગણતા (ગણતા, મારી) આંગળીઓ નખે કરીને જર્જરિત થઈ ગઈ.

३३४ डिनेच ॥

ङि સાથે -इ પણ.

વૃત્તિ अपभ्रंशेऽकारस्य ङिना सह इकार एकारश्च भवतः ॥

અપભ્રંશમાં (નામના અંત્ય) अकारનો ङि (=સપ્તમી એકવચનનો इ પ્રત્યય) સહિત इकार તથા एकार થાય છે.

ઉદા० (१) सायरु उप्परि तणु धरइ तलि घल्लइ रयणाइँ ।
सामि सु-भिच्चु वि परिहरइ सम्माणेइ खलाइँ ॥

શબ્દાર્થ सायरु–सागर । उप्परि–उपरि । तणु–तृणम् । धरइ–धरति । तलि–तले । घल्लइ (दे.)–क्षिपति । रयणाइँ–रत्नानि । सामि–स्वामी । सु-भिच्चु–सु-भृत्यम् । वि–अपि । परिहरइ–परिहरति । सम्माणेइ–संमानयति । खलाइँ–खलान् ॥

છાયા सागरः तृणम् उपरि धरति, रत्नानि (तु) तले क्षिपति । स्वामी अपि सु-भृत्यम् परिहरति, खलान् (तु) समानयति ॥

સાગર તૃણને (સપાટી) ઉપર ધારણ કરે છે (=રાખે છે), (જ્યારે) રત્નોને તળિયે નાખે છે, સ્વામી પણ સારા સેવકનો ત્યાગ કરે છે, (પણ) ખલોનું સન્માન કરે છે.

ઉદા० (२) तलें घल्लइ । 'તળિયે નાખે છે.'

**३३५ भिस्येद् वा ॥**

भिस् લાગતા વિકલ્પે ए.

वृत्ति अपभ्रंशेऽकारस्य भिसि परे एकारो वा भवति ।

અપભ્રંશમાં (નામના અંત્ય) अकारनो, પાછળ भिस् (=તૃતીયા બહુવચનનો પ્રત્યય) લાગતાં, एकार વિકલ્પે થાય છે.

ઉદા० गुणहिँ न संपय, कित्ति पर, फल लिहिआ भुंजति ।
केसरि न लहइ बोड्डिअ वि गय लक्खेहिँ घेप्पति ॥

શબ્દાર્થ गुणहिँ–गुणैः । न–न । सपय–सम्पत् । कित्ति–कीर्तिः । पर–परम्, केवलम् । फल–फलानि । लिहिआ–लिखितानि । भुंजति–भुञ्जन्ति । केसरि–केसरी । न–न । लहइ–लभते । बोड्डिअ (दे.)–काकिणीम् । वि–अपि । गय–गजाः । लक्खेहिँ–लक्षैः । घेप्पति (दे.)–गृह्यन्ते ।

છાયા गुणैः सम्पद् न, केवलम् कीर्तिः (लभ्यते) । फलानि (तु) जनाः लिखितानि भुञ्जन्ति । केसरी काकिणीम् अपि न लभते, गजाः (तु) लक्षैः गृह्यन्ते ॥

ગુણો વડે સંપત્તિ નહીં, માત્ર કીર્તિ (પ્રાપ્ત થાય છે). (સંપત્તિ વગેરે જેવાં) ફળ (તો લોકો ભાગ્યમાં) લખ્યાં (હોય તે) ભોગવે. (જેમ કે) કેસરીને 'બોડી'યે મળતી નથી (=કેસરીની 'બોડી'યે નથી ઊપજતી), (જ્યારે) હાથીઓ લાખોએ લેવાય છે.

336 ङसेर्हे-हू ॥

ङसि નો °हें અને °हु.

वृत्ति अस्येति पञ्चम्यन्त विपरिणम्यते । अपभ्रंशेऽकारात् परस्य ङसेर्'हें' 'हु' इत्यादेशौ भवतः ॥

એટલે કે અકાર પછીના પચમીના પ્રત્યયનું પરિવર્તન હવે પ્રતિપાદિત કરાય છે. અપભ્રંશમાં (નામના અંત્ય) અકાર પછી આવતા ङसि (=પંચમી એકવચનનો अस् પ્રત્યય)ના -हें અને -हु એવા આદેશ થાય છે.

ઉદા० (१) वच्छहें गृण्हइ फलइँ जणु कडु पल्लव वज्जेइ ।
तो वि महद्दुमु सुअणु जिवँ ते उच्छगि धरेइ ॥

शब्दार्थ वच्छहें—वृक्षात् । गृण्हइ—गृण्हाति । फलइँ—फलानि । जणु—जन । कडु—कटून् । पल्लव—पल्लवान् । वज्जेइ—वर्जयति । तो-वि—तत. अपि, तथा अपि । महद्दुमु—महाद्रुम । सुअणु—सुजन । जिवँ—यथा, इव । ते—तान् । उच्छगि—उत्सङ्गे । धरेइ—धरति ।

छाया जनः वृक्षात् फलानि गृह्णाति, कटून् पल्लवान् (तु) वर्जयति । तथा अपि महाद्रुमः सुजन इव तान् उत्सङ्गे धरति ॥

માણસ વૃક્ષ પાસેથી ફળો સ્વીકારે છે, (જ્યારે) કડવાં પાન તજી દે છે. તો પણ મહાન વૃક્ષ, સજ્જનની જેમ, તેમને (=માણસોને) ઉત્સંગમા ધારણ કરે છે.

ઉદા० वच्छहु गृण्हइ ।

વૃક્ષ પાસેથી સ્વીકારે છે.

૩૩૭ ✓ ‌ ‌ ‌ ‌ भ्यसो हुँ ॥

भ्यस्‌नो -हुँ.

वृत्ति अपभ्रंशेऽकारात् परस्य भ्यसः पञ्चमी-बहुवचनस्य 'हुँ' इत्यादेशो भवति ॥

અપભ્રંશમાં (નામના અંત્ય) अકાર પછી આવતા પંચમી બહુ-વચનના °भ्यस् (પ્રત્યય)નો -हुँ એવો આદેશ થાય છે.

ઉદા० दूरुड्डाणें पडिउ खलु ‌ ‌ अप्पणु जणु मारेइ ।

जिह गिरि-सिंगहुँ पडिअ सिल ‌ ‌ अण्णु वि चूरु करेइ ॥

શબ્દાર્થ दूरुड्डाणें–दूरोड्डानेन । पडिउ–पतितः । खलु–खलः । अप्पणु–आत्मानम् । जणु–जनम् । मारेइ–मारयति । जिह–यथा । गिरि-सिंगहुँ–गिरि-शृङ्गेभ्यः । पडिअ–पतिता । सिल–शिला । अण्णु–अन्यद् । वि–अपि । चूरु करेइ–चूर्णीकरोति ॥

છાયા दूरोड्डानेन पतितः खल. आत्मानम् जनम् (च अपि) मारयति । यथा गिरिशृङ्गेभ्यः पतिता शिला अन्यद् अपि चूर्णीकरोति ॥

દૂર સુધી ઉડાણ કરવાને (= ખૂબ ઊંચે ચડવાને) કારણે પડેલો દુર્જન પોતાને (તેમ જ બીજા) માણસને (પણ) મારે છે—જેમ ગિરિશૃંગો પરથી પડેલી શિલા અન્યને (= અન્યનો) પણ ચૂરો કરે છે.

૩૩૮ ✓ ‌ ‌ ‌ ‌ ङसः सु-हो-स्सवः ॥ ✓

ङस्‌ના °सु, °हो અને °स्सु.

वृत्ति अपभ्रंशेऽकारात् परस्य ङसः स्थाने 'सु' 'हो' 'स्सु' इति त्रय आदेशा भवन्ति ॥

અપભ્રંશમાં (નામના અંત્ય) अકાર પછી આવતા ङस् (= ષષ્ઠી એકવચનનો °अस् પ્રત્યય)ને સ્થાને -सु, -हो, -स्सु એમ ત્રણ આદેશ થાય છે.

ઉદા० जो गुण गोवइ अप्पणा ‌ ‌ पयडा करइ परस्सु । ✓

तसु हउँ कलि-जुगि दुल्लहहो ‌ ‌ बलि किज्जउँ सुअणस्सु ॥

શબ્દાર્થ जो–यः । गुण–गुणान् । गोवइ–गोपयति । अप्पणा–आत्मीयान् । पयडा–प्रकटान् । करइ–करोति । परस्सु–परस्य । तसु–तस्मै । हउँ–अहम् । कलि-जुगि–कलि-युगे । दुल्लहहो–दुर्लभस्य । बलि किज्जउँ–बलीक्रिये । सुअणस्सु–सुजनाय ॥

છાયા यः आत्मीयान् गुणान् गोपयति, परस्य (तु) प्रकटान् करोति तस्मै कलि-युगे दुर्लभाय सुजनाय अहम् बलीक्रिये ॥

જે પોતાના ગુણ છુપાવે છે, (પણ) પારકાના પ્રગટ કરે છે, તેવા કલિયુગમાં દુર્લભ સજ્જન પર હું બલિદાન તરીકે અપાઉં છું (=મારી જાતનું બલિદાન કરી દઉં છું, વારી જાઉં છું).

## ૩૩૯ आमो हँ ॥

आम्नो -हँ.

વૃત્તિ अपभ्रंशेऽकारात् परस्यामो हमित्यादेशो भवति ॥

અપભ્રંશમાં (નામના અંત્ય) અકાર પછી આવતા આમ્ (=ષષ્ઠી બહુવચનનો પ્રત્યય)નો -हँ એવો આદેશ થાય છે.

ઉદા૦ **तणहँ** तइज्जी भंगि न-वि ते अवड-यडि वसंति ।
अह जणु लग्गिवि उत्तरइ अह सह सइँ मज्जंति ॥

શબ્દાર્થ तणहँ–तृणानाम् । तइज्जी–तृतीया । भंगि–भङ्गी । न-वि–नापि, नैव । ते–तानि । अवड-यडि–अवट-तटे । वसंति–वसन्ति । अह–अथ । जणु–जनः । लग्गिवि–लगित्वा । उत्तरइ–उत्तरति । अह–अथ । सह–सह । सइँ–स्वयम् । मज्जंति–मज्जन्ति ॥

છાયા तृणानाम् तृतीया भङ्गी नैव । (यतः) तानि अवट-तटे वसन्ति । अथ जनः लगित्वा उत्तरति, अथ (तानि) स्वयं (तेन) सह मज्जन्ति ॥

તૃણની ત્રીજી ગતિ (भंगि) જ નથી, (કેમ કે) તે ધરાને કાંઠે રહે છે—કાં તો માણસ (તેને) વળગીને (સામે) પાર જાય છે, કાં તો (તે) પણ (માણસની) સાથે ડૂબે છે.

हुँ चेदुद्भ्याम् ॥

इ અને उ પછી -हुँ પણ.

वृत्ति अपभ्रंशे इकारोकाराभ्यां परस्यामो 'हुँ' 'हँ' चादेशौ भवतः ।

અપભ્રંશમાં (નામના અંત્ય) इકાર અને उકાર પછી આવતા आम् (= ષષ્ઠી બહુવચનનો પ્રત્યય)ના -हुँ અને हँ એમ બે આદેશ થાય છે.

ઉદા૦ (१) दइवु घडावइ वणि तरुहुँ सउणिहुँ पक्क-फलाइँ ।
सो वरि सुक्खु, पइट्ठ न-वि कण्णहिँ खल-वयणाइँ ॥

શબ્દાર્થ दइवु—दैवः । घडावइ—घटयति । वणि—वने । तरुहुँ—तरूणाम् (=तरुषु) । सउणिहुँ—शकुनीनाम् । पक्क-फलाइँ—पक्व-फलानि । सो—स (=तद्) । वरि—वरम् । सुक्खु—सौख्यम् । पइट्ठ—प्रविष्टानि । न-वि—नापि, नैव । कण्णहिँ—कर्णयोः । खल-वयणाइँ—खल-वचनानि ॥

છાયા वने दैवः शकुनीनाम् (कृते) तरूणाम् (=तरुषु) पक्व-फलानि घटयति । तद् वरम् सौख्यम्, नैव कर्णयोः प्रविष्टानि खल-वचनानि ॥

વનમાં દૈવ પક્ષીઓ માટે વૃક્ષ ઉપર પાકાં ફળ નિર્મિત કરે (જ) છે. ઉત્તમ તો એ (વનવાસનુ ફળભક્ષણનુ) સુખ, નહીં કે કાનમા પેઠેલા દુર્જનોનાં વેણ.

वृत्ति प्रायोऽधिकारात् क्वचित् सुपोऽपि 'हुँ' ॥

(પહેલાં, સૂત્ર ૩૨૯માં) અધિકૃત કરેલા प्राय શબ્દથી, ક્વચિત् सुप् (=સપ્તમી બહુવચનનો सु પ્રત્યય)નો પણ -हुँ આદેશ (થાય છે).

ઉદા૦ (२) धवलु विसूरइ सामिअहों गरुआ भरु पेक्खेवि ।
'हउँ किं न जुत्तउ दुहुँ दिसिहिँ खडइँ दोण्णि करेवि' ॥

શબ્દાર્થ धवलु—धवल । विसूरइ (दे.)—खिद्यति । सामिअहों—स्वामिन. । गरुआ—गुरुम् । भरु—भारम् । पेक्खेवि—प्रेक्ष्य । हउँ—अहम् । किँ—किम् । न—न । जुत्तउ—युक्त । दुहुँ—द्वयो । दिसिहिँ—दिशो. । खडइँ—खण्डानि । दोण्णि—द्वे । करेवि—कृत्वा ।

છાયા स्वामिनः गुरुम् भारम् प्रेक्ष्य धवलः खिद्यति—'द्वौ खण्डौ कृत्वा अहम् (एव) किम् द्वयोः (अपि) दिशोः न युक्तः ? (इति) ॥

માલિકનો ભારે બોજો જોઈને ધવલ (=જાતવાન વૃષભ) ખેદ કરે છે, '(જાતના) બે ટુકડા કરીને હું (જ) બંને દિશામાં કાં ન જૂત્યો ?'

(૩૪૧) ✓ ङसि-भ्यस्-ङीनां हे-हुँ-हयः ॥

ङसि, भ्यस्, અને ङि ના -हें, -हुँ ને -हि.

વૃત્તિ अपभ्रंशे इदुद्भ्यां परेषां 'ङसि', 'भ्यस्', 'ङि' इत्येषां यथासङ्ख्यं 'हें' 'हुँ' 'हि' इत्येते त्रय आदेशा भवन्ति । ङसेर्'हें' ॥

અપભ્રંશમાં (નામના અંત્ય) इ અને उ પછી આવતા ङसि (=પંચમી એકવચનનો अस् પ્રત્યય), भ्यस् (=ચતુર્થી ને પંચમી બહુવચનનો પ્રત્યય) અને ङि(=સપ્તમી એકવચનનો इ પ્રત્યય)ના અનુક્રમે -हें, -हुँ અને -हि એમ ત્રણ આદેશ થાય છે. (જેમ કે) ङसिનો -हें :—

ઉદા૦ (१) गिरिहें सिलायलु तरुहें फलु घेप्पइ नीसावँण्णु ।
घरु मेल्लेप्पिणु माणुसहँ तो वि न रुच्चइ रण्णु ॥

શબ્દાર્થ गिरिहें—गिरेः । सिलायलु—शिलातलम् । तरुहें—तरोः । फलु—फलम् । घेप्पइ—गृह्यते । नीसावँण्णु—निःसामान्यम्, सर्वसामान्येन । घरु—गृहम् । मेल्लेप्पिणु(दे.)—मुक्त्वा । माणुसहँ—मानुषाणाम् (=मानुषेभ्यः) । तो वि—ततः अपि, तथा अपि । न—न । रुच्चइ—रोचते । रण्णु—अरण्यम् ॥

છાયા गिरेः शिलातलम् तरोः फलम् (च) सर्वसामान्यम् (अरण्ये) गृह्यते । तथा अपि गृहं मुक्त्वा मानुषेभ्यः अरण्यम् न रोचते ॥

(સૂવા માટે) પર્વત પાસેથી શિલાતલ, (અને ભોજન માટે) તરુ પાસેથી ફળ (કશા) ભેદભાવ વગર (અરણ્યમાં) લઈ શકાય છે. તેમ છતાં યે મનુષ્યોને ઘર છોડીને અરણ્ય(માં વસવું) રુચતું નથી !

વૃત્તિ भ्यसो 'हुँ' ।

भ्यस् નો -हुँ :—

ઉદા० ( २ ) तरुहुँ वि वक्कलु फलु मुणि वि परिहणु असणु लहंति ।
सामिहुँ एत्तिउ - अग्गलउँ आयरु भिच्च गृहंति ॥

શબ્દાર્થ तरुहुँ—तरुभ्यः । वि—अपि । वक्कलु—वल्कलम् । फलु—फलम् । मुणि—मुनयः । वि—अपि । परिहणु—परिधानम् । असणु—अशनम् । लहंति—लभन्ते । सामिहुँ—स्वामिभ्यः । एत्तिउ—इयत् । अग्गलउँ—अधिकम् । आयरु—आदरम् । भिच्च—भृत्याः । गृहंति—गृह्णन्ति ॥

છાયા तरुभ्यः अपि मुनयः वल्कलम् परिधानम् फलम् अपि भोजनम् लभन्ते । स्वामिभ्यः ( तु ) भृत्याः आदरम् गृह्णन्ति इयत् अधिकम् ॥

તરુઓ પાસેથી પણ મુનિઓને પરિધાન (તરીકે) વલ્કલ (ને) ભોજન (તરીકે) ફળ પણ મળે છે. (પણ) સ્વામીઓ પાસેથી સેવકો આદર ગૃહણ કરે છે એટલું વધારે (=સેવકોને આદર પણ મળે છે એટલો વિશેષ).

વૃત્તિ ङेर्हि ॥

ङिનો -हि.

ઉદા० ( ३ ) अह विरल-पहाउ जि कलिहि धम्मु ॥

શબ્દાર્થ अह—अथ । विरल-पहाउ—विरल-प्रभावः । जि—एव । कलिहि—कलौ । धम्मु—धर्मः ॥

છાયા अथ कलौ धर्मः विरल-प्रभावः एव ॥

હવે (અથવા, જો) કલિયુગમાં ધર્મ વિરલ પ્રભાવ વાળો જ છે તો-

आट्टो णानुस्वारौ ॥

વૃત્તિ अपभ्रंशेऽकारात् परस्य टा-वचनस्य णानुस्वारावादेशौ भवतः ॥

અપભ્રંશમાં (નામના અંત્ય) अકાર પછી આવતા टा (=તૃતીયા એકવચનના आ) પ્રત્યયના -ण અને અનુસ્વાર (એમ બે) આદેશ થાય છે.

ઉદા० दइएं पवसन्तेण (જુઓ સૂ. ૩૩૩)

(३४३) एं चेदुतः ॥

इ અને उ પછી -एं પણ.

वृत्ति अपभ्रंशे इकारोकाराभ्यां परस्य टावचनस्य 'एं', चकारात् णानुस्वारौ च भवन्ति । 'एं' ।

અપભ્રંશમાં (નામના અંત્ય) इકાર અને उકાર પછી આવતા टा (=તૃતીયા એકવચનના आ) પ્રત્યયનો -एं, અને (સૂત્રમાં આવતા) चકારથી, -ण તેમ જ અનુસ્વાર થાય છે. (જેમ કે) -एं :—

ઉદા० (१) अग्गिएँ उण्हउँ होइ जगु वाएं सीअलु तेवँ ।
जो पुणु अग्गि सीअला तसु उण्हत्तणु केवँ ॥

શબ્દાર્થ अग्गिएँ—अग्निना । उण्हउँ—उष्णम् । होइ—भवति । जगु—जगत् । वाएं—वातेन । सीअलु—शीतलम् । तेवँ—तथा । जो—यः । पुणु—पुनः । अग्गि—अग्निना । सीअला—शीतलः । तसु—तस्य । उण्हत्तणु—उष्णत्वम् । केवँ—कथम् ॥

છાયા जगत् अग्निना उष्णम् भवति, तथा वातेन शीतलम् । यः पुनः अग्निना शीतलः (भवति), तस्य उष्णत्वम् कथम् ॥

જગત (આખું) અગ્નિએ કરીને ઉષ્ણ થાય છે, તેમ જ પવને કરીને શીતળ. પણ જે અગ્નિએ કરીને શીતળ (થતો હોય), તેનું ઉષ્ણત્વ કઈ રીતે (સાધવું)?

वृत्ति णानुस्वारौ ।

-ण અને અનુસ્વાર :—

ઉદા० (२) विप्पिअयारउ जइ वि पिउ तो वि तँ आणहि अज्जु ।
अग्गिण दड्ढा जइ वि घरु तो ते अग्गिं कज्जु ॥

શબ્દાર્થ विप्पिअयारउ—विप्रिय-कारकः । जइ वि—यदि अपि । पिउ—प्रियः । तो वि—ततः अपि, तथा अपि । तँ—तम् । आणहि—आनय । अज्जु—अद्य । अग्गिण—अग्निना । दड्ढा—दग्धम् । जइ वि—यद्यपि । घरु—गृहम् । तो—ततः, तदपि । ते—तेन । अग्गिं—अग्निना । कज्जु—कार्यम् ।

છાયા यदि अपि प्रियः विप्रिय-कारकः, तथा अपि तम् अद्य आनय ।
यद्यपि अग्निना गृहम् दग्धम्, तदपि तेन अग्निना कार्यम् ॥

પિયુ જો અપરાધી (હોય), તો પણ તેને આજે લઈ આવજે. અગ્નિએ ઘર બાળ્યું હોય, તો યે તે અગ્નિ સાથે (જ) કામ પાડવાનું છે (=અગ્નિ વિના ચાલતું નથી).

વૃત્તિ एवमुकारादप्युदाहार्याः ॥

એ પ્રમાણે (નામના અંત્ય) उकार પછી (આવતા एं વગેરેનાં) પણ ઉદાહરણ આપવાં.

(૩૪૪) स्यम्-जस्-शसां लुक् ॥

सि, अम्, जस्, शस्નો લોપ.

વૃત્તિ अपभ्रंशे 'सि, अम्, जस्, शस्' इत्येतेषां लोपो भवति ।

અપભ્રંશમાં सि (=પ્રથમા એકવચનનો स् પ્રત્યય), अम् (દ્વિતીય એકવચનનો म् પ્રત્યય), जस् (=પ્રથમા બહુવચનો अस् પ્રત્યય) અને शस् (=દ્વિતીયા બહુવચનનો अस् પ્રત્યય) એમનો લોપ થાય છે.

ઉદા० (१) एइ ति **घोडा,** एह थलि' इत्यादि । (જુઓ ૩૩૦|૪).

વૃત્તિ अत्र स्यम्-जसां लोपः ।

અહીં (=ઉપર્યુક્ત ઉદાહરણમાં) सि, अम् ને जस्નો લોપ થયો છે.

ઉદા० (२) जिवँ जिवँ **वंकिम** लोअणहँ निरु **सावँलि** सिक्खेइ ।
तिवँ तिवँ वम्महु **नियय-सर** खर-पत्थरि तिक्खेइ ॥

શબ્દાર્થ जिवँ जिवँ—यथा यथा । वंकिम—वक्रिमाणम् । लोअणहँ—लोचनयोः । निरु—नितराम् । सावँलि—श्यामला । सिक्खेइ—शिक्षते । तिवँ तिवँ—तथा तथा । वम्महु—मन्मथः । नियय—निजकान् । सर—शरान् । खर-पत्थरि—खर-प्रस्तरे । तिक्खेइ—तीक्ष्णयति ॥

છાયા यथा यथा श्यामला लोचनयोः नितराम् वक्रिमाणम् शिक्षते, तथा तथा मन्मथः निजकान् शरान् खर-प्रस्तरे तीक्ष्णयति ।

વૃત્તિ अपभ्रंशे आमन्त्र्येऽर्थे वर्तमानान्नाम्नः परस्य जसो 'हों' इत्यादेशो भवति । लोपापवादः ॥

અપભ્રંશમાં સંબોધનના અર્થમાં રહેલા નામની પછી આવતા जस् (=સંબોધન બહુવચનનો પ્રત્યય 'अस्') નો -हों એવો આદેશ થાય છે. (આ) લોપનો અપવાદ છે.

ઉદા૦ तरुणहों तरुणिहों मुणिउ मइँ 'करहु म अप्पहों घाउ' ॥

શબ્દાર્થ तरुणहों–(हे) तरुणाः । तरुणिहों–(हे) तरुण्यः । मुणिउ–ज्ञातम् । मइँ–मया । करहु–कुरुत । म–मा । अप्पहों–आत्मनः । घाउ–घातम् ॥

છાયા (हे) तरुणाः, (हे) तरुण्यः, मया ज्ञातम्, (यूयम्) आत्मनः घातम् मा कुरुत (इति) ॥

ઓ તરુણો, ઓ તરુણીઓ, મારું (એવું) સમજવું છે (કે) તમે પોતાનો ઘાત ન કરો (આપઘાત ન કરો).

## ૩૪૭ भिस्सुपोर्हिं ॥ ✓

भिस् ને सुप्નો °हिं.

વૃત્તિ अपभ्रंशे भिस्सुपोः स्थाने 'हिं' इत्यादेशो भवति ॥

અપભ્રંશમાં भिस् (=તૃતીયા બહુવચનનો પ્રત્યય) અને सुप् (=સપ્તમી બહુવચનનો °सु પ્રત્યય)ને સ્થાને -हिं એવો આદેશ થાય છે.

ઉદા૦ (१) गुणहिं न संपय, कित्ति पर ॥ (જુઓ ૩૩૫).

ઉદા૦ (२) भाईरहि जिवँ भारहि मग्गहिँ तिहिँ वि पयट्टइ ॥

શબ્દાર્થ भाईरहि–भागीरथी । जिवँ–यथा, इव । भारहि–भारती । मग्गहिँ–मार्गेषु । तिहिँ–त्रिषु । वि–अपि । पयट्टइ–प्रवर्तते ॥

છાયા भागीरथी इव भारती त्रिषु मार्गेषु प्रवर्तते ॥
ભાગીરથીની જેમ ભારતી (=વાણી) ત્રણેય માર્ગે પ્રવર્તે છે.

જેમ જેમ (તે) શ્યામા લોચનની અતિશય વક્રતા (=કટાક્ષપાત) શીખે છે, તેમ તેમ (જાણે કે) મન્મથ પોતાનાં શર (સરાણના) કઠોર પત્થર પર (ઘસીને) તીક્ષ્ણ બનાવતો જાય છે.

વૃત્તિ अत्र स्यम्-शसाम् ॥

અહીં (=ઉપર્યુક્ત ઉદાહરણમાં) सि, अम् ને शस् નો (લોપ થયો છે)

३४५ षष्ठ्याः ॥

ષષ્ઠીનો.

વૃત્તિ अपभ्रंशे षष्ठ्या विभक्त्या प्रायो लुग् भवति ।

અપભ્રંશમા ષષ્ઠી વિભક્તિ(ના પ્રત્યય)નો ઘણીવાર લોપ થાય છે.

ઉદા० संगर-सएँहिं जु वण्णिअइ देक्खु अम्हारा कंतु ।
अइ-मत्तहँ चत्तकुसहँ गय कुम्भइँ दारंतु ॥

શબ્દાર્થ संगर-सएँहिं–सङ्गर शते । जु–य. । वण्णिअइ–वर्ण्यते । देक्खु–पश्य । अम्हारा–अस्मदीयम् । कंतु–कान्तम् । अइ-मत्तहँ–अतिमत्तानाम् । चत्तकुसहँ–त्यक्ताङ्कुशानाम् । गय–गजानाम् । कुम्भइँ–कुम्भान् । दारंतु–दारयन्तम् ॥

છાયા य. सङ्गर-शतैः वर्ण्यते (तम्) अस्मदीयम् कान्तम् अतिमत्तानाम् त्यक्ताङ्कुशानाम् गजानाम् कुम्भान् दारयन्तम् पश्य ॥

સેંકડો સંગ્રામો દ્વારા જે વર્ણવાય છે, (તે) અમારા કંથને, અંકુશને નહીં ગણકારતા એવા અતિ મત્ત ગજોના કુંભ(સ્થળો) વિદારતો જો.

વૃત્તિ पृथग्योगो लक्ष्यानुसारार्थः ॥

(અન્વયમાં गज અને कुम्भइँ) ભિન્ન ભિન્ન (=અસમસ્ત) લીધા છે, તે પ્રતિપાદ્યને અનુસરવા માટે.

३४६ आमन्त्र्ये जसो होः ॥

સંબોધનમાં जस्‌નો -हों.

વૃત્તિ अपभ्रंशे आमन्त्र्येऽर्थे वर्तमानान्नाम्न परस्य जसो 'हों' इत्यादेशो भवति । लोपापवादः ॥

અપભ્રંશમાં સંબોધનના અર્થમાં રહેલા નામની પછી આવતા जस् (=સંબોધન બહુવચનનો પ્રત્યય 'अस्) નો -हों એવો આદેશ થાય છે. (આ) લોપનો અપવાદ છે.

ઉદા૦ **तरुणहों तरुणिहों** मुणिउ मइँ 'करहु म अप्पहों घाउ' ॥

શબ્દાર્થ तरुणहों–(हे) तरुणाः । तरुणिहों–(हे) तरुण्यः । मुणिउ–ज्ञातम् । मइँ–मया । करहु–कुरुत । म–मा । अप्पहों–आत्मन' । घाउ–घातम् ॥

છાયા (हे) तरुणाः, (हे) तरुण्य., मया ज्ञातम्, (यूयम्) आत्मनः घातम् मा कुरुत (इति) ॥

ઓ તરુણો, ઓ તરુણીઓ, મારું (એવું) સમજવુ છે (કે) તમે પોતાનો ઘાત ન કરો (આપઘાત ન કરો).

### ૩૪૭ भिस्सुपोर्हिं ॥ ✓

भिस् ને सुप्नो 'हिं.

વૃત્તિ अपभ्रंशे भिस्सुपो. स्थाने 'हिं' इत्यादेशो भवति ॥

અપભ્રંશમાં भिस् (=તૃતીયા બહુવચનનો પ્રત્યય) અને सुप् (=સપ્તમી બહુવચનનો 'सु પ્રત્યય )ને સ્થાને -हिं એવો આદેશ થાય છે.

ઉદા૦ (१) **गुणहिं** न सपय, कित्ति पर ॥ (જુઓ ૩૩૫).

ઉદા૦ (२) भाईरहि जिवँ भारहि **मग्गहिं तिहिं** वि पयट्टइ ॥

શબ્દાર્થ भाईरहि–भागीरथी । जिवँ–यथा, इव । भारहि–भारती । मग्गहिं–मार्गेषु । तिहिं–त्रिषु । वि–अपि । पयट्टइ–प्रवर्तते ॥

છાયા भागीरथी इव भारती त्रिषु मार्गेषु प्रवर्तते ॥

ભાગીરથીની જેમ ભારતી (=વાણી) ત્રણેય માર્ગે પ્રવર્તે છે.

(૩૪૮) स्त्रियां जस्-शसोरुदोत् ॥ 

સ્ત્રીલિંગમાં जस् ને शस्નો `उ, અને `ओ.

वृत्ति अपभ्रंशे स्त्रियां वर्तमानान्नाम्नः परस्य जसः शसश्च प्रत्येकमुदोतावादेशौ भवतः । लोपापवादौ । जसः ।

અપભ્રંશમાં સ્ત્રીલિંગમાં રહેલા નામની પછી આવતા जस् (=પ્રથમા બહુવચનનો પ્રત્યય) અને शस् (=દ્વિતીયા બહુવચનનો પ્રત્યય) એ પ્રત્યેકના `उ, `ओ એમ બે આદેશ થાય છે. (આ) લોપના અપવાદ છે. (જેમકે) जस्ના :—

ઉદા૦ (૧) अंगुलिउ जज्जरिआओं नहेण ॥ (સર૦ ૩૩૩).

શબ્દાર્થ अंगुलिउ—अङ्गुल्यः । जज्जरिआओं—जर्जरिताः । नहेण—नखेन ॥

છાયા अङ्गुल्यः नखेन जर्जरिताः ॥

આંગળીઓ નખે કરીને જર્જરિત થઈ ગઈ.

वृत्ति शसः ।

शस् ના :—

ઉદા૦ (२) सुंदर-सव्वंगाओं विलासिणीउ पेच्छंताण ॥

શબ્દાર્થ सुंदर-सव्वंगाओं—सुन्दर-सर्वाङ्गीः । विलासिणी—विलासिनीः । पेच्छंताण—प्रेक्षमाणानाम् ॥

છાયા सुन्दर-सर्वाङ्गीः विलासिनीः प्रेक्षमाणानाम् ॥

સર્વાંગસુંદર વિલાસિનીઓને જોતાં.........

वृत्ति वचन-भेदान्न यथासङ्ख्यम् ॥

(સૂત્રમાં આદેશનું) વચન (મૂળથી) ભિન્ન હોવાથી (આદેશ મૂળના) અનુક્રમે (લેવાનો) નથી.

૩૪૯ ट ए ॥

टानो `ए.

वृत्ति अपभ्रंशे स्त्रियां वर्तमानान्नाम्नः परस्याष्टायाः स्थाने 'ए' इत्यादेशो भवति ।

અપભ્રંશમાં સ્ત્રીલિંગમાં રહેલા નામની પછી આવતા टा (=તૃતીયા એકવચનનો 'आ પ્રત્યય)ને સ્થાને 'ए એવો આદેશ થાય છે.

ઉદા० (१) निअ-मुह-करहिँ वि मुद्ध किर अंधारइ पडिपेक्खइ।
ससि-मडल-चंदिमएँ पुणु काइँ न दूरे देक्खइ।

શબ્દાર્થ निअ-मुह-करहिँ–निज मुख-करैः। वि–अपि। मुद्ध–मुग्धा। किर–किल। अंधारइ–अन्धकारे। पडिपेक्खइ–प्रतिप्रेक्षते। ससि-मडल-चंदिमएँ–शशि-मण्डल-चन्द्रिकया। पुणु–पुनः। काइँ–किम्। न–न। दूरे–दूरे। देक्खइ–पश्यति॥

છાયા निज-मुख-करैः अपि मुग्धा किल अन्धकारे प्रतिप्रेक्षते। शशि-मण्डल-चन्द्रिकया पुनः किम् न दूरे पश्यति॥

કહે છે કે (એ) મુગ્ધા પોતાના મુખ(ની કાન્તિ)ના કિરણો વડે અંધારામાં પણ ભાળી શકે છે. તો પછી ચંદ્રબિંબની ચંદ્રિકામાં કાં દૂર સુધી નથી જોતી (=જોઈ શકતી)?

ઉદા० (२) जहिँ मरगय-कंतिएँ-सवलिअ॥

શબ્દાર્થ जहिँ–यत्र। मरगय-कंतिएँ–मरकत-कान्त्या। संवलिअं–सवलितम्॥

છાયા यत्र मरकत-कान्त्या सवलितम्।

જ્યા મરકત(મણિ)ની કાન્તિથી વીંટળાયેલું ..... ..

## ૩૫૦ डस्-डस्योर्हे॥

डस् ने डसि नो 'हे'.-

વૃત્તિ अपभ्रंशे स्त्रियां वर्तमानान्नाम्नः परयो'र्डस्' 'डसि' इत्येतयो'र्हे' इत्यादेशो भवति। डसः।

અપભ્રંશમાં સ્ત્રીલિંગમાં રહેલા નામની પછી આવતા डस् (=ષષ્ઠી એકવચનનો 'अस् પ્રત્યય) અને डसि (=પંચમી એકવચનનો 'अस પ્રત્યય)નો -हें એવો આદેશ થાય છે. (જેમ કે) डस् નું:—

ઉદા० (१) तुच्छ-मज्झहें तुच्छ-जंपिरहें।
तुच्छच्छ-रोमावलिहें तुच्छ राय, तुच्छयर-हासहें।
पिअ-वयणु अलहंतिअहें तुच्छ-काय-वम्मह-निवासहें॥

अण्णु जु तुच्छउँ तहेँ धणहेँ तं अक्खणउँ न जाइ ।
कटरि थणंतरु मुद्धडहेँ जें मणु विच्चि न माइ ॥

શબ્દાર્થ तुच्छ-मज्झहेँ—तुच्छ-मध्यायाः । तुच्छ-जंपिरहेँ—तुच्छ-जल्पनशीलायाः (=तुच्छम् वदन्त्याः)। तुच्छच्छ-रोमावलिहेँ—तुच्छाच्छ-रोमावल्याः। तुच्छ-राय—(हे) तुच्छ-राग । तुच्छयर-हासहेँ—तुच्छतर-हासायाः । पिअ-वयणु—प्रिय-वचनम् । अलहंतिअहेँ—अलभमानायाः । तुच्छ-काय-वम्मह-निवासहेँ—तुच्छ-काय-मन्मथ-निवासायाः । अण्णु—अन्यद् । जु—यद् । तुच्छउँ—तुच्छकम् । तहेँ—तस्याः । धणहेँ (दे.)—प्रियायाः । तं—तद् । अक्खणउँ—आख्यातुम् । न—न । जाइ—याति । कटरि—कटरि (=आश्चर्यम्) । थणंतरु—स्तनान्तरम् । मुद्धडहेँ—मुग्धायाः । जें—येन । मणु—मनः । विच्चि—मध्ये । न—न । माइ—माति ॥

છાયા (हे) तुच्छ-राग, तुच्छ-मध्यायाः तुच्छ-जल्पनशीलायाः (=तुच्छम् वदन्त्याः) तुच्छाच्छ-रोमावल्याः तुच्छतर-हासायाः प्रिय-वचनम् अलभमानायाः तुच्छ-काय-मन्मथ-निवासायाः तस्याः प्रियाः यद् अन्यद् तुच्छकम् तद् आख्यातुम् न याति (= न शक्यम्) । मुग्धायाः स्तनान्तरम् आश्चर्यम्, येन (कारणेन) मनः मध्ये न माति ॥

(હે) તુચ્છ પ્રેમવાળા, જેની કટિ સૂક્ષ્મ છે, જે સૂક્ષ્મ બોલનારી છે, જેની રોમાવલિ સૂક્ષ્મ ને સુંદર છે, પ્રિય વચનથી વંચિત બનવાથી જેનું હાસ્ય સૂક્ષ્મતર છે, તેમ,જેની મન્મથના નિવાસરૂપ કાયા પણ સૂક્ષ્મ છે, એવી તે પ્રેયસીનું બીજું (એક વાનું એવું) સૂક્ષ્મ છે (કે) તે કહ્યુ જાય તેમ નથી: (એ) મુગ્ધાના સ્તન વચ્ચેનું અંતર! આશ્ચર્ય! (એ તો એટલું સૂક્ષ્મ છે) કે વચ્ચે મન (જેવો સૂક્ષ્મતમ પદાર્થ પણ) માય નહીં!

વૃત્તિ ङसेः ।

ङसिनुं:—

ઉદા० (२) फोडेंति जे हियडउँ अप्पणउँ ताहँ पराई कवण घण ।
रक्खेज्जहु लोअहों अप्पणा बालहेँ जाया विसम थणा ॥

શબ્દાર્થ फोडेंति–स्फोटयतः । जें–यौ । हियडउँ–हृदयम् । अप्पणउँ–आत्मीयम् । ताहँ–तयोः । पराई–परकीया ( =परकृते ) । कवण–का । घण–घृणा । रक्खेज्जहु–रक्षत । लोअहों–( हे ) लोकाः । अप्पणा–आत्मानम् । बालहें–बालायाः । जाया–जातौ । विसम–विषमौ । थणा–स्तनौ ।

છાયા यौ आत्मीयम् ( एव ) हृदयम् स्फोटयतः, तयोः परकृते का घृणा । ( हे ) लोकाः आत्मानम् बालायाः रक्षत, ( यतः ) ( तस्याः ) स्तनौ विषमौ जातौ ॥

જે પોતાનું ( જ ) હૈયું ફોડે છે, તેને પારકાની દયા કેવી ? ( હે ) લોકો, ( તમે ) ( આ ) બાલાથી જાતને બચાવજો, ( કેમ કે ) ( તેના ) સ્તન વિષમ બન્યા છે.

## ૩૫૧ भ्यसामोर्हुः ॥

भ्यस् અને आम्નો °हु.

વૃત્તિ अपभ्रंशे स्त्रियां वर्तमानान्नाम्नः परस्य भ्यस आमश्च 'हु' इत्यादेशो भवति ।

અપભ્રંશમાં સ્ત્રીલિંગમાં રહેલા નામની પછી આવતા °भ्यस् (=પંચમી બહુવચનનો પ્રત્યય ) અને °आम् (=ષષ્ઠી બહુવચનનો પ્રત્યય )નો -हु આદેશ થાય છે.

ઉદા૦ भल्ला हुआ जु मारिआ वहिणि महारा कंतु ।
लज्जेज्जं तु वयंसिअहु जइ भग्गा घरु एंतु ॥

શબ્દાર્થ भल्ला–साधु । हुआ–भूतम् । जु–यत् । मारिआ–मारितः । वहिणि–( हे ) भगिनि । महारा–मदीयः । कंतु–कान्तः । लज्जेज्जं–लज्जेय ( =अलज्जिष्यम् ) । तु–ततः । वयंसिअहु–वयस्याभ्यः, वयस्यानाम् । जइ–यदि । भग्गा–भग्नः । घरु–गृहम् । एंतु–ऐष्यत् ।

છાયા ( हे ) भगिनि, साधु भूतम् यद् मदीयः कान्तः मारितः । ( यतः ) यदि भग्नः गृहम् ऐष्यत्, ततः अहम् वयस्याभ्यः [ वयस्यानाम्, वा ] लज्जेय ( =अलज्जिष्यम् ) ॥

(હે) બહેન, સારું થયું કે મારો કંથ મરાયો. (કેમ કે) જો ભાગીને (તે) ઘરે આવત, (તો) હું તો (મારી) સખીઓથી (કે, સખીઓ વચ્ચે) લાજું (=લાજી મરત).

वृत्ति वयस्याभ्यो वयस्यानां वेत्यर्थः ॥

(ઉદાહરણના વયંસિઅહુનો) અર્થ वयस्याभ्यः ('સખીઓથી') અથવા वयस्यानाम् ('સખીઓ વચ્ચે') છે.

૩૫૨ ङेर्हिः ॥

ङिनो °हि.

वृत्ति अपभ्रंशे स्त्रियां वर्तमानान्नाम्नः परस्य ङेः सप्तम्येकवचनस्य 'हि' इत्यादेशो भवति ।

અપભ્રંશમાં સ્ત્રીલિંગમાં રહેલા નામની પછી આવતા ङि (એટલે કે) સપ્તમી એકવચન(ના °इ પ્રત્યય)નો हि એવો આદેશ થાય છે.

ઉદા० वायसु उड्डावंतिअएँ पिउ दिट्ठउ सहस-त्ति ।
अद्धा वलया महिहि गय अद्धा फुट्ट तड-त्ति ॥

શબ્દાર્થ वायसु—वायसम् । उड्डावंतिअएँ—उड्डापयन्त्या । पिउ—प्रियः । दिट्ठउ—दृष्टः । सहस-त्ति— सहसा इति (=सहसा) । अद्धा—अर्धानि । वलया—वलयानि । महिहि—मह्याम् । गय—गतानि । अद्धा—अर्धानि । फुट्ट—स्फुटितानि । तड-त्ति—त्रट् इति ॥

છાયા वायसं उड्डापयन्त्या (प्रेयस्या) प्रियः सहसा दृष्टः । (तस्मात् तस्याः) अर्धानि वलयानि मह्याम् गतानि अर्धानि (तु) त्रट् इति स्फुटितानि ।

કાગને ઉડાડતી(પ્રેયસી)એ સહસા પિયુને (આવતો) જોયો. (તેથી) અરધાં વલય ભોંય પર ગયાં (=પડ્યાં), અરધાં તડ દઈને ફૂટ્યાં (=તૂટ્યાં).

(૩૫૩) ✓ क्लीबे जस्-शसोरिं ॥

નપુંસકલિંગમાં जस् ને शस्नो °इँ.

वृत्ति अपभ्रंशे क्लीबे वर्तमानान्नाम्नः परयोर्जस्-शसोः 'इँ' इत्यादेशो भवति ॥

અપભ્રંશમાં નપુંસકલિંગમાં રહેલા નામની પછી આવતા जस् (=પ્રથમા બહુવચનનો પ્રત્યય) અને शस् (=દ્વિતીયા બહુવચનનો પ્રત્યય)નો -इँ એવો આદેશ થાય છે.

ઉદા० **कमलइँ** मेल्लवि **अलि-उलइँ** करि-गंडाइँ महंति ।
अमुलहमेच्छण जाहँ भलि ते न-वि दूरु गणंति ॥

શબ્દાર્થ कमलइँ—कमलानि । मेल्लवि (दे.)—मुक्त्वा । अलि-उलइँ—अलि-कुलानि । करि-गंडाइँ—करि-गण्डान् । महंति-काङ्क्षन्ति । अमुलहमेच्छण—असुलभम् एष्टुम् । जाहँ—येषाम् । भलि (दे.)—निर्बन्धः । ते—ते । न-वि—न अपि । दूरु—दूरम् । गणंति—गणयन्ति ॥

છાયા अलि-कुलानि कमलानि मुक्त्वा करि-गण्डान् काङ्क्षन्ति । येषाम् असुलभम् एष्टुम् निर्बन्धः, ते दूरम् न अपि गणयन्ति ॥

ભ્રમર-સમૂહો કમળોને છોડી દઈને હાથીઓનાં ગંડસ્થળોની અભિલાષા રાખે છે. દુર્લભને (જ) ઇચ્છવું એ જેમનો આગ્રહ રહે છે, તે દૂર(અંતર)ને નથી ગણતા.

(४) **कान्तस्यात उँ स्यमोः ।**

અંતે 'क' વાળાના 'अनो सि અને अम् આવતાં 'उँ.

વૃત્તિ अपभ्रंशे क्लीबे वर्तमानस्य ककारान्तस्य नाम्नो योऽकारस्तस्य स्यमोः परयोः 'उँ' इत्यादेशो भवति ॥

અપભ્રંશમાં નપુંસકલિંગમાં રહેલા (ને) જેને અંતે (મૂળમાં સ્વાર્થિક) ककार છે તેવા નામનો જે (અંત્ય) अकार છે, તેની પછી सि (=પ્રથમા એકવચનનો 'सु પ્રત્યય) અને अम् (=દ્વિતીયા એકવચનનો પ્રત્યય) આવતાં, (તેનો) -उँ એવો આદેશ થાય છે.

ઉદા० (१) अन्नु जु तुच्छउँ तहें धणहें ॥ (જુઓ ૩૫૦).

ઉદા० (२) भग्गउँ देक्खिवि निअय-बलु बलु पसरिअउँ परस्सु ।
उम्मिल्लइ ससि-रेह जिवँ करि करवालु पिअस्सु ॥

શબ્દાર્થ भग्गउँ—भग्नकम्, भग्नम् । देक्खिवि—दृष्ट्वा । निअय-बलु—निजक-बलम् । बलु—बलम् । पसरिअउँ—प्रसृतकम्, प्रसृतम् । परस्सु—परस्य ।

उम्मिल्लइ—उन्मीलति । ससि-रेह—शशि-रेखा । जिवँ—यथा, इवँ । करि—करे । करवालु—करवालः । पिअस्सु—प्रियस्य ॥

छाया निजक-बलम् भग्नम्, परस्य बलम् (च) प्रसृतम् दृष्ट्वा (मम) प्रियस्य करे करवालः शशि-रेखा इव उन्मीलति ॥

પોતાના સૈન્યમાં ભગાણ પડેલું (અને) શત્રુનું સૈન્ય પ્રસરેલું (=આગળ વધેલું) જોઈને (મારા) પિયુના કરમાં તરવાર શશિ-લેખાની જેમ ઉલ્લસે છે.

३५५ सर्वादेर्ङसेर्हाँ ॥

સર્વાદિના ङसिनो –हाँ.

વૃત્તિ अपभ्रंशे सर्वादेरकारान्तात् परस्य ङसे'र्हां' इत्यादेशो भवति ॥

અપભ્રંશમાં અકારાન્ત સર્વનામની પછી આવતા ङसि (=પંચમી એકવચનનો પ્રત્યય 'अस्)નો -हाँ એવો આદેશ થાય છે.

ઉદા० (१) जहाँ होंतउ आगदो ॥

શબ્દાર્થ जहाँ—यस्मात् । होंतउ—भवान् । आगदो—आगतः ॥

છાયા यस्मात् भवान् (=यतः) आगतः ॥

જ્યાંથી (તે) આવ્યો.

ઉદા० (२) तहाँ होंतउ आगदो ॥

છાયા तस्मात् भवान् (=ततः) आगतः ॥

ત્યાંથી (તે) આવ્યો.

ઉદા० (३) कहाँ होन्तउ आगदो ॥

છાયા कस्मात् भवान् (=कुतः) आगतः ॥

ક્યાંથી (તે) આવ્યો ?

३५६ किमो डिहे वा ॥

किम्નો વિકલ્પે डिहे (=°इहे).

વૃત્તિ अपभ्रंशे किमोऽकारान्तात् परस्य ङसे'र्डिहे' इत्यादेशो वा भवति ॥

અપભ્રંશમાં અકારાન્ત (સર્વનામ) किम्ના અકાર પછી આવતા ङसि(=પંચમી એકવચનનો પ્રત્યય)નો ડિત્ 'इहें' એવો આદેશ વિકલ્પે થાય છે.

ઉદા૦ जइ तहों तुट्टउ नेहडा मइँ सहुँ न-वि तिल-तार ।
तं किहें वंकेंहिं लोअणेंहिं जोइज्जउँ सय-वार ॥

શબ્દાર્થ जइ–यदि । तहों–तस्य । तुट्टउ–त्रुटितः । नेहडा–स्नेहः । मइँ–मया । सहुँ–सह । न-वि–न अपि । तिल-तार–(?) । तं–तद् । किहें–कस्मात् । वंकेंहिं–वक्राभ्याम् । लोअणेंहिं–लोचनाभ्याम् । जोइज्जउँ–दृश्ये । सय-वार–शत-वारम् ॥

છાયા यदि तस्य स्नेहः त्रुटितः, यदि मया सह तिल-तारा (?) अपि न, (तर्हि) कस्मात् (अहम्) (तस्याः) वक्राभ्याम् लोचनाभ्याम् शत-वारम् दृश्ये ?

જો તેનો (મારા પ્રત્યેનો) સ્નેહ (ખરેખર) નષ્ટ થયો હોય, (ને જો) મારી સાથે તલતાર (?) પણ ન હોય, તો (પછી) શા માટે સેંકડો વાર (તેની) કતરાતી આંખો વડે (હું) જોવાઉં છું? (=આંખે તે મારા તરફ જુએ છે?).

૩૫૭ ङेर्हिं ॥

ङिનો 'हिं.

વૃત્તિ अपभ्रंशे सर्वादिरकारान्तस्य ङेः सप्तम्येकवचनस्य 'हिं' इत्यादेशो भवति ॥

અપભ્રંશમાં અકારાન્ત સર્વનામના ङि(એટલે કે સપ્તમી એકવચનના પ્રત્યય)નો -हिं એવો આદેશ થાય છે.

ઉદા૦ (૧) जहिं कप्पिज्जइ सरिण सरु छिज्जइ खग्गिण खग्गु ।
तहिं तेहइ भड-घड-निवहि कंतु पयासइ मग्गु ॥

શબ્દાર્થ जहिं–यस्मिन्, यत्र । कप्पिज्जइ–कृत्यते । सरिण–शरेण । सरु–शरः । छिज्जइ–छिद्यते । खग्गिण–खड्गेन । खग्गु–खड्गः । तहिं–तस्मिन्,

तत्र । तेहइ—तादृशे । भड-घड-निवहि—भट-घटा-निवहे । कंतु—कान्तः । पयासइ—प्रकाशयति । मग्गु—मार्गः ॥

છાયા यत्र शरेण शरः कृत्यते, खड्गेन खड्गः छिद्यते, तत्र तादृशे भट-घटा-निवहे ( मम ) कान्तः मार्गम् प्रकाशयति ॥

જ્યાં શરથી શર કપાય છે, ખડ્ગ વડે ખડ્ગ છેદાય છે, ત્યાં તેવા (પરાક્રમી) સુભટોનાં જૂથોનાં જૂથોમાં (થઈને મારો) કંથ માર્ગ પ્રકટ કરે છે (=માર્ગ કાઢે છે).

ઉદા૦ ( २ ) एक्कहिँ अक्खिहिँ सावणु अण्णहिँ भद्दवउ ।
माहउ महिअल-सत्थरि गंड-त्थलें सरउ ॥
अंगिहिँ गिम्ह सुहच्छी-तिलवणि मग्गसिरु ।
तहेँ मुद्धहेँ मुह-पंकइ आवासिउ सिसिरु ॥

શબ્દાર્થ एक्कहिँ—एकस्मिन् । अक्खिहिँ—अक्ष्णि । सावणु—श्रावणः । अण्णहिँ—अन्यस्मिन् । भद्दवउ—भाद्रपदः । माहउ—माघकः, माघः । महिअल-सत्थरि—महीतल-स्रस्तरे । गंड-त्थलें—गण्ड-स्थले । सरउ—शरत् । अंगिहिँ—अङ्गेषु । गिम्ह—ग्रीष्मः । सुहच्छी-तिलवणि—सुखासिका-तिलवने । मग्गसिरु—मार्गशीर्षः । तहेँ—तस्याः । मुद्धहेँ—मुग्धायाः । मुह-पंकइ—मुख-पङ्कजे । आवासिउ—आवासितः । सिसिरु—शिशिरः ॥

છાયા तस्याः मुग्धायाः एकस्मिन् अक्ष्णि श्रावणः अन्यस्मिन् भाद्रपदः, महीतल-स्रस्तरे माघः, गण्ड-स्थले शरत्, अङ्गेषु ग्रीष्मः, सुखासिका-तिलवने मार्गशीर्षः, मुख-पङ्कजे ( च ) शिशिरः आवासितः ॥

તે મુગ્ધાની એક આંખમાં શ્રાવણે (ને) બીજીમાં ભાદરવાએ, ભોંયપથારીમાં માઘે, કપોલપ્રદેશ પર શરદે, અંગોમાં ગ્રીષ્મે, સુખશાતા-રૂપી તલના વનમાં માગશરે (અને) મુખપંકજ પર શિશિરે (હમણાં) આવાસ કર્યો છે.

ઉદા૦ ( ३ ) हिअडा, फुट्टि तड-त्ति करि काल-क्खेवें काइँ ।
देक्खउँ हय-विहि कहिँ ठवइ पइँ विणु दुक्ख-सयाइँ ॥

શબ્દાર્થ हिअडा—(हे) हृदय । फुट्टि—स्फुट । तड-त्ति करि—त्रट् इति कृत्वा । काल-क्खेवें—काल-क्षेपेन । काइँ—किम् । देक्खउँ—पश्यामि । हय-विहि—

हत-विधिः । कहिँ–कस्मिन्, कुत्र । ठवइ–स्थापयति । पइँ–त्वया । विणु–विना । दुक्ख-सयाइँ–दुःख-शतानि ॥

છાયા (हे) हृदय, त्रट् इति कृत्वा स्फुट । काल-क्षेपेन किम् । पश्यामि, त्वया विना हत-विधिः दुःख-शतानि कुत्र स्थापयति इति ॥

(હે) હૃદય, (તું) તડ દઈને ફૂટ (= ફૂટી જા). વિલંબ (કરવા)-થી શું લાભ? જોઉં તો ખરી કે બળ્યો વિધાતા તારી વિના સેંકડો દુઃખોને ક્યાં રાખે છે?

## ૩૫૮ यत्तत्किम्भ्यो ङसो डासुर्न वा ॥

यद्, तद् ને किम् પછીના ङस्નો डासु (=°आसु), અથવા નહીં.

વૃત્તિ अपभ्रंशे यत्तत्किम् इत्येतेभ्योऽकारान्तेभ्यः परस्य ङसो 'डासु' इत्यादेशो वा भवति ॥

અપભ્રંશમાં यद्, तद् ને किम् એ અકારાન્ત (સર્વનામો) પછી આવતા ङस्(=ષષ્ઠી એકવચનનો પ્રત્યય)નો डासु (=°आसु) એવો આદેશ વિકલ્પે થાય છે.

ઉદા૦ (૧) कंतु महारउ, हलि, सहिएँ, निच्छइँ रूसइ जासु ।
अत्थिहिँ सत्थिहिँ हत्थिहिँ वि ठाउ वि फेडइ तासु ॥

શબ્દાર્થ कंतु–कान्तः । महारउ–मदीयकः, मदीयः । हलि–हला । सहिएँ–सखिके । निच्छइँ–निश्चयेन । रूसइ–रुष्यति । जासु–यस्य (=यस्मै) । अत्थिहिँ–अस्त्रैः । सत्थिहिँ–शस्त्रैः । हत्थिहिँ–हस्ताभ्याम् । वि–अपि । ठाउ–स्थानम् । वि–अपि । फेडइ–स्फेटयति । तासु–तस्य ॥

છાયા हला सखिके, मदीयः कान्तः निश्चयेन यस्मै रुष्यति तस्य स्थानम् अपि अस्त्रैः, शस्त्रैः, हस्ताभ्याम् अपि स्फेटयति ॥

અલી ઓ સખી, મારો કંથ જેના પર નક્કી રૂઠ્યો જ હોય, તેનું ઠામઠેકાણું યે અસ્ત્રો વડે, શસ્ત્રો વડે, (અરે કાંઈ ન હોય તો) હાથો વડે પણ (એ) નષ્ટ કરે છે.

ઉદા૦ (૨) जीविउ कासु न वल्लहउँ धणु पुणु कासु न इट्ठु ।
दोण्णि वि अवसरि निवडिअइ तिण-सम गणइ विसिट्ठु

શબ્દાર્થ जीविउ—जीवितम् । कासु—कस्य । न—न । वल्लहउँ—वल्लभकम्, वल्लभम् । धणु—धनम् । पुणु—पुनः । कासु—कस्य । न—न । इट्ठु—इष्टम् । दोण्णि—द्वे । वि—अपि । अवसरि—अवसरे । निवडिअइ—निपतितके, निपतिते । तिण-सम—तृण-समे । गणइ—गणयति । विसिट्ठु—विशिष्टः ॥

છાયા जीवितम् कस्य न वल्लभम्? धनम् पुनः कस्य न इष्टम्? अवसरे निपतिते (तु) विशिष्टः (ते) द्वे अपि तृण-समे गणयति ॥

જીવતર કોને વહાલું નથી? ધન પણ કોને ઇષ્ટ નથી? (પણ) અવસર આવી પડયે, શિષ્ટ જન (એ) બંનેને તૃણ સમાન ગણે છે.

૩૫૯ स्त्रियां डहे ॥

સ્ત્રીલિંગમા डहे (= अहे).

વૃત્તિ अपभ्रंशे स्त्रीलिङ्गे वर्तमानेभ्य. यत्तत्किम्भ्यः परस्य ङसो 'डहे' इत्यादेशो वा भवति ॥

અપભ્રંશમા સ્ત્રીલિંગમા રહેલા यद्, तद् ને किम्ની પછી આવતા ङस्(=ષષ્ઠી એકવચનનો પ્રત્યય)નો डहे (=°अहे) એવો આદેશ વિકલ્પે થાય છે.

ઉદા૦ (१) जहे केरउ । (२) तहे केरउ । (३) कहे केरउ ॥

છાયા (१) यस्याः सम्बन्धी । (२) तस्याः सम्बन्धी । (३) कस्याः सम्बन्धी ।

(૧) જે (સ્રી.) કેરું. (૨) તે (સ્રી.) કેરું. (૩) કઈ (સ્રી.) કેરું?

૩૬૦

ઉદા૦ ( १ ) अंगणि चिट्ठदि नाहु ध्रुं त्रं रणि करदि न भ्रंत्रि ॥

શબ્દાર્થ अंगणि–प्राङ्गणे । चिट्ठदि–तिष्ठति । नाहु–नाथः । ध्रुं–यद् । त्रं–तद् । रणि–रणे । करदि–करोति । न–न । भ्रंत्रि–भ्रान्तिम्, भ्रमणम् ॥

છાયા यद् नाथः प्राङ्गणे तिष्ठति, तद् रणे भ्रमणम् न करोति ।

[ કારણ કે ] ( મારો ) પતિ આંગણુમાં ઊભો છે, એટલે સમજવું કે તે રણુ( સ્થળી )માં ભ્રમણુ નથી કરતો.

વૃત્તિ पक्षे ॥

બીજે પક્ષે:—

ઉદા૦ ( २ ) तं बोल्लिअइ जु निव्वहइ ॥

શબ્દાર્થ तं–तद् । बोल्लिअइ–ब्रूयते । जु–यद् । निव्वहइ–निर्वहति ॥

છાયા तद् ब्रूयते, यद् निर्वहति ॥

તે જ બોલીએ, જે પળે.

## ૩૬૧ इदम इमुः क्लीबे ॥

इदम्નું નપુંસકલિંગમાં इमु.

વૃત્તિ अपभ्रंशे नपुंसकलिङ्गे वर्तमानस्येदमः स्यमोः परयोः 'इमु' इत्यादेशो भवति ॥

અપભ્રંશમાં નપુંસકલિંગમાં રહેલા इदम्નો सि (=પ્રથમા એકવચનનો પ્રત્યય ) અને अम् (=દ્વિતીયા એકવચનનો પ્રત્યય) લાગતાં इमु એવો આદેશ થાય છે.

ઉદા૦ ( १ ) इमु कुलु तुह तणउँ ॥ ( २ ) इमु कुलु देक्खु ॥

શબ્દાર્થ इमु–इदम् । कुलु–कुलम् । तुह तणउँ–तव सम्बन्धि ॥ इमु–इदम् । कुलु–कुलम् । देक्खु–पश्य ॥

છાયા ( १ ) इदम् कुलम् तव सम्बन्धि ॥ ( २ ) इदम् कुलम् पश्य ॥

( ૧ ) આ કુળ તુજ તણું (=તારું). ( ૨ ) આ કુળ જો.

(૩૬૨) एतदः स्त्री-पुं-क्लीबे 'एह' 'एहो' 'एहु' ॥

एतद्ना સ્ત્રીલિંગ, પુંલ્લિંગ અને નપુંસકલિંગમાં एह, एहो, एहु.

वृत्ति अपभ्रंशे स्त्रियां, पुंसि, नपुंसके वर्तमानस्यैतदः स्थाने स्यमोः परयोर्यथा सङ्ख्यम् 'एह' 'एहो' 'एहु' इत्यादेशा भवन्ति ॥

અપભ્રંશમા સ્ત્રીલિંગ, પુંલ્લિંગ અને નપુંસકલિંગમાં રહેલા एतदने સ્થાને, सि (=પ્રથમા એકવચનનો પ્રત્યય) અને अम् (દ્વિતીયા એક વચનનો પ્રત્યય) લાગતાં, અનુક્રમે एह, एहो, एहु એવા આદેશ થાય છે.

ઉદા૦ 'एह कुमारी, एहो नरु, एहु मणोरह-ठाणु'।
एहउँ, वढ चिंतताहँ पच्छइ होइ विहाणु ॥

शब्दार्थ एह–एषा। कुमारी–कुमारी। एहो–एषः। नरु–नरः। एहु–एतद्। मणोरह-ठाणु–मनोरथ-स्थानम्। एहउँ–एतद्। वढ (दे.)–(हे) मूर्ख। चिंतताहँ–चिन्तमानानाम्। पच्छइ–पश्चात्। होइ–भवति। विहाणु–प्रभातम्॥

छाया (हे) मूर्ख, 'एषा कुमारी, एषः (अहम्) नरः, एतद् मनोरथ-स्थानम्' एतद् चिन्तमानानाम् पश्चात् प्रभातम् भवति ॥

(હે) મૂર્ખ, 'પેલી કુમારી ને આ (હું) પુરુષ, આ (મારા) મનોરથનુ સ્થાન (=ભાજન) છે'–એ (=એવું) ચિંતવતાં ચિંતવતાં તો પછી પ્રભાત થાય છે (થઈ જશે).

૩૬૩ एइर्जस्-शसोः ॥

३६४ √अदस ओइ ॥ ·1ᵐᵖ

अदस्नो ओइ.

वृत्ति अपभ्रंशे अदसः स्थाने जस्-शसोः परयोः 'ओइ' इत्यादेशो भवति ।

અપભ્રંશમાં अदस्ने સ્થાને, जस् (પ્રથમા બહુવચનનો પ્રત્યય) અને शस् (=દ્વિતીયા બહુવચનનો પ્રત્યય) લાગતાં, ओइ એવો આદેશ થાય છે.

ઉદા० जइ पुच्छह घर वड्डाइँ तो वड्डा घर ओइ ।
विहलिअ-जण-अब्भुद्धरणु कंतु कुडीरइ जोइ ॥

શબ્દાર્થ जइ–यदि । पुच्छह–पृच्छथ । घर–गृहाणि । वड्डाइँ (दे.)–महन्ति । तो–ततः । वड्डा–महन्ति । घर–गृहाणि । ओइ–अमूनि । विहलिअ-जण-अब्भुद्धरणु–विफलित-जनाभ्युद्धरणम् । कंतु–कान्तम् । कुडीरइ–कुटीरके । जोइ–पश्य ॥

છાયા यदि महन्ति गृहाणि पृच्छथ, ततः महन्ति गृहाणि अमूनि । विफलित-जनाभ्युद्धरणम् कान्तम् कुटीरके पश्य ।

જો મોટાં ઘર પૂછતાં હો, તો ઓ (રહ્યાં) મોટાં ઘરઃ નિરાશ જનોના ઉદ્ધારક (મારા) કંથને (ત્યાં) ઝુંપડીમાં જો.

वृत्ति अमूनि वर्तन्ते पृच्छ वा ॥

(ઉદાહરણમાં ओइने પ્રથમા બહુવચન લેતાં) 'ઓ રહ્યાં', (અને દ્વિતીયા બહુવચન લેતાં) 'ઓલાંઓને પૂછ' (એમ અર્થ ઘટાવી શકાય).

३६५ इदम आयः ।

इदम्नो आय-

वृत्ति अपभ्रंशे 'इदम्'-शब्दस्य स्यादौ 'आय-' इत्यादेशो भवति ॥

અપભ્રંશમાં इदम् શબ્દનો सि (=પ્રથમા એકવચનનો) વગેરે (વિભક્તિ-પ્રત્યય) લાગતાં आय- એવો આદેશ થાય છે.

ઉદા० (१) आयइँ लोअहों लोअणइँ जाई-सरइँ, न भंति ।
अ-प्पिएँ दिट्ठइ मउलिअहिँ पिएँ दिट्ठइ विहसंति ॥

શબ્દાર્થ आयइँ–इमानि । लोअहोँ–लोकस्य । लोअणइँ–लोचनानि । जाईसरइँ–जाति-स्मराणि । न–न । भंति–भ्रान्तिः । अ-प्पिएँ–अप्रिये दिट्ठइ–दृष्टके, दृष्टे । मउलिअहिँ–मुकुलन्ति । पिएँ–प्रिये । दिट्ठइ–दृष्टे दृष्टे । विहसंति–विकसन्ति ॥

છાયા लोकस्य इमानि लोचनानि जाति-स्मराणि, न भ्रान्तिः । (यतः तानि अप्रिये दृष्टे मुकुलन्ति, प्रिये दृष्टे ( तु ) विकसन्ति ॥

લોકોનાં આ લોચનોને પૂર્વજન્મનું સ્મરણ હોય છે ( એમાં ) શંકા નથી. ( કેમ કે તે ) અપ્રિય જનને જોતાં બિડાઈ જાય છે, ( જ્યારે પ્રિયને જોતાં વિકસે છે ( =વિકસી ઊઠે છે )

ઉદા૦ ( २ ) सोसउ म सोसउ च्चिअ, उअही वडवानलस्स किं तेण ।
(તૃતીય ... ) जं जलइ जले जलणो, आएण वि किं न पज्जत्तं ॥

શબ્દાર્થ सोसउ–शुष्यतु । म–मा । सोसउ–शुष्यतु । च्चिअ–एव । उअही–उदधिः । वडवानलस्स–वडवानलस्य । किं–किम् । तेण–तेन । जं–यद् जलइ–ज्वलति । जले–जले । जलणो–ज्वलनः । आएण–अनेन । वि–अपि । किं–किं । न–न । पज्जत्तं–पर्याप्तम् ॥

છાયા उदधिः शुष्यतु, मा ( वा ) शुष्यतु एव । वडवानलस्य तेन किं ? यद् जले ज्वलनः ज्वलति, अनेन अपि किम् न पर्याप्तम् ॥

સમુદ્ર શોષાઈ જાઓ કે ન જ શોષાઓ–તેમાં વડવાનલનું શું જાય છે ? શું જળમાં અગ્નિ બળે છે એનાથી ( =એટલું ) પણ પૂરતું નથી ?

ઉદા૦ ( ३ ) आयहोँ दड्ढ-कलेवरहोँ जं वाहिउ त सारु ।
जइ उट्ठब्भइ तो कुहइ अह डज्झइ तो छारु ॥

શબ્દાર્થ आयहोँ–अस्य । दड्ढ-कलेवरहोँ–दग्ध-कलेवरस्य । ज–यद् । वाहिउ–वाहितम् ( =लब्धम् ) । त–तद् । सारु–सारम् । जइ–यदि । उट्ठब्भइ–उत्तम्नाति । तो–ततः । कुहइ–कुथ्यति । अह–अथ । डज्झइ–दह्यते । तो–ततः । छारु–क्षारः ।

છાયા अस्य दग्ध-कलेवरस्य यद् लब्धम्, तत् सारम् । ( यतः ) यदि ( तद् ) उत्तभ्नाति, ततः कुथ्यति । अथ दह्यते, ततः क्षारः ॥

(૧). નાયિકાનો સંદેશો લઈને ગયેલી દૂતી નાયકનો સંગ કરીને આવે છે, ત્યારે પરિસ્થિતિ પામી ગયેલી ચતુર નાયિકા, દંતક્ષત સંતાડવા નીચું જોતી દૂતીને સંબોધીને આ વ્યંગ્યોક્તિ કહે છે. वयण શ્લિષ્ટ છે. 'તારું વચન ન રાખે' ને 'તારું વદન—અધર ખંડિત કરે' એમ બે અર્થ.

(૪). कज्ज-(સં. कार्य-)નો અર્થ અહીં 'કારણ' છે. कज्जें कवणेण 'શું કામ?' 'કયા કારણે?'

૩૬૮થી ૩૭૪ એ સૂત્રો બીજા પુરુષ સર્વનામનાં વિશિષ્ટ રૂપો આપે છે.

**૩૬૮.** रण्णडइ.अरण्य-નો આદ્યસ્વર લુપ્ત થતાં रण्ण-, સ્વાર્થિક -ड- ને -अ- લાગતાં रण्णडअ-. रण्ण- પરથી 'રાન.' આદ્યસ્વરલોપ માટે સરખાવો સં. अरघट्ट-નું रहट्ट-('રહેંટ'), સં. आक्षेतिનું अच्छइ, પ્રા. ગુજ. छइ ('છે'), સં. अन्यद् अपि, अन्न-इ, પ્રા. ગુ. अनइ, नइ (અને, ને); સં उपविशति, પ્રા. बइसइ ('બેસે'); સં. उपवसथ-, પ્રા. पोसह ('પોસો'); સં. उपरि, उप्परि, ગુજ. 'ઉપર' 'પર' વગેરે. આ જાતનો આદ્યસ્વરલોપ વાક્યસંધિમૂલક હોય. વાક્યમાં અકારાંત શબ્દ પછી અકારાદિ શબ્દ આવતાં ને ઉકારાંત શબ્દ પછી ઉકારાદિ શબ્દ આવતાં આદ્ય 'અ' ને 'ઉ' લુપ્ત કરવાનું વલણ ઊભું થયું.

**૩૬૯.** કામચલાઉ ઉદાહરણો. तुम्हइँનો હકાર 'તહુમે' જેવા અર્વાચીન ઉચ્ચારણમાં જળવાઈ રહ્યો છે.

**૩૭૦.** (૧). અપભ્રંશને બદલે પ્રાકૃત ઉદાહરણ. છંદ ગાથા. લક્ષણ માટે જુઓ ૩૬૫ (૨), ટિપ્પણ.

(૩). પહેલા ચરણમાં સતિ સપ્તમી છે.

(૪). કૃદંત. त->द- ને ऋકાર જળવાઈ રહેવો એ પ્રાચીન લક્ષણો છે. જુઓ સૂ. ૩૫૫ પરનું ટિપ્પણ તથા 'વ્યાકરણ'.

**૩૭૧.** बहुअ-માં સ્વાર્થે क (=अ) પ્રત્યય લાગ્યો છે. જુઓ સૂત્ર ૪૨૯.

**૩૭૨.** (૧). કામચલાઉ ઉદાહરણો. तुध्र સાહિત્યમાં નથી મળતું, પણ तुध्दु મળે છે. आगदो ને तुध्र એ પ્રાચીન અપભ્રંશભેદનાં સૂચક. होंतउ માટે જુઓ સૂ. ૩૫૫ પરનું ટિપ્પણ.

(૨). આ ઉદાહરણ પણ રચી કાઢ્યું હોવાની છાપ પાડે છે. એક દોહામાં જ ત્રણે રૂપો ગૂંથી લીધાં છે. વૃત્તિકાર उपेत्य='પાસે આવીને' એવો અર્થ ઘટાવે છે. उप्पत्ति કયું રૂપ છે અને આ સંદર્ભમાં તેનો શો અર્થ છે તે સ્પષ્ટ નથી. પીશલ વૃત્તિકારને અનુસરીને उत्पाद्य 'ઉપજાવીને' અને વૈદ્ય उत्पद्य 'ઉત્પન્ન થઈને' એમ અર્થ લે છે.

૩૭૩.–૩૭૪. કામચલાઉ ઉદાહરણો. तुम्हासु ठिअं પ્રાકૃત છે.

૩૭૫ થી ૩૮૧ એ સૂત્રો પહેલા પુરુષ સર્વનામનાં વિશિષ્ટ રૂપો આપે છે.

૩૭૬. अम्हइँનો હકાર 'હમે' જેવા ઉચ્ચારણમાં જળવાઈ રહ્યો છે.

(૧). थोवानुं મૂળ સં. स्तोक-, પ્રા. थोअ છે. બે સ્વર વચ્ચે વશ્રુતિ આવી છે.-डअ- પ્રત્યય લાગી ગુજ. 'થોડું' થયો.

(૨). अंबण-, સં. अम्ल-, પ્રા. अंब-, નામધાતુ अंब्- 'ખાટું કરવું,' ક્રિયાવાચક નામ अंबण-. અનુમાને 'ખટસવાદ' અર્થ કર્યો છે. બીજો પ્રયોગ મળે તો જ સ્પષ્ટ અર્થ બેસે. लाइवि – સર. મરાઠી लावणें.

(૩). કામચલાઉ ઉદાહરણો.

૩૭૭. (૧). मइँ जाणिउँ અપભ્રંશનો લાક્ષણિક રૂઢિપ્રયોગ છે. વિક્રમોર્વશીયના ચોથા અંકમાં આવતા અપભ્રંશ પદ્યોમાં પણ આ પ્રયોગ છે. હેમચંદ્રનાં ઉદાહરણોમાં ત્રણ વાર આવે છે (૪૦૧/૬, ૪૨૩/૧). અર્વા. ગુજ. બોલીઓમાં તે જીવંત છે, 'મેં જાણ્યું જે ભૂલી મુજને માત જો,' 'મેં ઘેલીએ એમ જાણ્યું કે સોડમાં દીવો મેલ.'

घर. સં. घ्रा 'ધરાવું' ઉપરથી ધાતુનામ घरा, घर. मिअंकु=મયંક. खयगाल- સર. 'ખેગાળો;' 'કેરીગાળો,' 'લગનગાળો,' 'ગાળો.' જુઓ સૂત્ર ૩૯૬.

૩૭૯. (૧). કામચલાઉ ઉદાહરણો. होंतउ માટે જુઓ સૂત્ર ૩૫૫ પરનું ટિપ્પણ. गदो શૌરસેની રૂપ. જુઓ સૂત્ર ૩૯૬.

(૨). देंतहों=દેતાં, जुज्झंतहों=ઝૂઝતાં. जुज्झ- પરથી પાછલા વ્યંજનની અસર નીચે જ્>ઝ્ થતાં 'ઝૂઝ-વું.'

વ્યાજસ્તુતિનું ઉદાહરણ છે. નિંદાના પરદા નીચે સ્તુતિ છે. દાનની સંપૂર્ણતામાં એટલી ઊણપ કે પત્ની આપી દેવી બાકી રહી. પૂર્ણવીર-

તામાં એટલી ઉણપ કે સર્વ શત્રુનો નાશ કર્યો, પણ તલવાર તો બાકી રહી! બીજા શબ્દોમાં, અનન્ય દાનવીર ને યુદ્ધવીર.

(૩). पारक्कड- ને मारिअड-માં સ્વાર્થિક-ड- પ્રત્યય છે. पारक्कडा ને अम्हहँ તણા એ સુભટ સમજવા. હારજીતનો સમગ્ર આધાર માત્ર પ્રિય ઉપર જ છે. જીત થઈ હોય તો પ્રિયના પરાક્રમથી, હાર થઈ હોય તો પ્રિયના રણમાં પડવાથી.

૩૮૦. (૧). કામચલાઉ ઉદાહરણ.

૩૮૧. કામચલાઉ ઉદાહરણ, તે પણ પ્રાકૃત.

૩૮૨ થી ૩૮૯ એ સૂત્રો આખ્યાતિક રૂપાખ્યાનની વિશિષ્ટતાઓ નોંધે છે.

૩૮૨ થી ૩૮૬ સુધીમાં વર્તમાનકાળનાં પ્રત્યયો.

૩૮૨. °हिँ પ્રત્યયમાંથી હકાર લુપ્ત થતાં પ્રા. ગુજ. °इँ, પછી इ ને પરિણામે '(તેઓ) કરે' જેવાં ત્રી. પુ. બહુવચનનાં રૂપ. करहिँ>करइँ>करइ> 'કરે'. हिँ પ્રત્યય વિકલ્પે છે. વિકલ્પ (अं)ति પ્રત્યયનો છે. ઉદાહરણમાં જ खेलंति રૂપ છે.

૩૮૬. (૧). 'ચાતક' માટે पप्पीअ, बप्पीह એ દેશ્ય શબ્દો છે. ગુજરાતીમાં 'બપૈયો,' હિન્દી 'પપીહા'.

૩૮૩. (૨). અન્યોક્તિ—કૃપણ ધનિકની પાસે વારંવાર યાચના કરનારને (કે ઉદાસીન, રૂપવતી સ્ત્રીની પાસે વારંવાર પ્રણયયાચના કરનારને) ઉદ્દેશીને.

°हि પ્રત્યયનો હકાર લુપ્ત થતાં, °इ ને પછી '(તું) કરે' જેવાં રૂપ. करहि>करइ>'કરે'.

(૩). गय मत्तहँ એમ અસમસ્ત ગણીને કેટલાક ગજને પછી બહુવચનના રૂપ તરીકે લે છે. પણ मत्तगय એવા સમાસને છંદ ખાતર गयमत्त- એમ ઉલટાવવો પ્રાકૃતઅપભ્રંશમાં સ્વાભાવિક છે. એટલે ગજને પછી તરીકે લેવાની જરૂર નથી. अब्भिड्ड નું મૂળ आ+स्मिट् 'સામે જવું, સામે થવું', ને 'ભીડ-વું' નું મૂળ स्मिट् 'જવું' 'અનાદર કરવો' છે.

૩૮૪. °हु માંથી °ह લુપ્ત થતાં °उ, પછી 'કરો' જેવાં રૂપ. करहु> करउ>કરો.

૩૮૫. कड्ढउँ પરથી ગુજ. 'કાઢું'.

(૧). अग्घइ 'લાયક હોય'.

૩૮૬. °हुँ નો હકાર લુપ્ત થતાં પહેલો પુ. બહુવચનમાં અર્વાચીન રૂપ *करुँ 'અમે કરીએ' એવું થાય. પણ તેને સ્થાને વિધ્યર્થ ત્રીજા પુરુષ એકવચનના °इज्जइ પ્રત્યયમાંથી આવેલો °इए આપણે વાપરીએ છીએ. 'વળવું' એટલે મંદવાડમાં દૂબળું થયેલું શરીર ભરાઈને સારું થવું. 'શરીર વળવું' એ વિશિષ્ટપણે ગુજરાતી પ્રયોગ છે. ખાવાનું ન મળતાં દૂબળું પડેલું શરીર ખોરાકથી વળે, તેમ યુદ્ધપ્રિય યુદ્ધ વિના દૂબળો પડી જાય ને યુદ્ધ મળતાં શરીરે સારો થાય.

**વર્તમાનકાળના પ્રત્યયો ને રૂપાખ્યાન :**

| | પ્રત્યયો | | કર્‌નાં રૂપ | |
|---|---|---|---|---|
| | એકવચન | બહુવચન | એકવચન | બહુવચન |
| પહેલો પુરુષ | उँ, मि | हुँ, मु | करउँ, करमि, करामि | करहुँ, करमु (करामु व.) |
| બીજો ,, | हि, सि | हु, ह | करहि, करसि | करहु, करह |
| ત્રીજો ,, | इ | हिँ, (अं)ति | करइ | करहिँ, करंति |

૩૮૭. આજ્ઞાર્થના વિશિષ્ટ પ્રત્યયો.

एँ નું રૂપાંતર इ. પ્રા. ગુજ. માં °इ પ્રત્યય છે. સૌરાષ્ટ્ર વગેરે પ્રદેશની બોલીઓમાં યશ્રુતિ તરીકે હજી પણ તે બચ્યો છે. ('કર્ય,' 'બોલ્ય,' પ્રાચીન करि, बोलि).

(૨). पत्तल માં -ल- પ્રત્યય મત્વર્થીય છે.

(૩). सेल्ल-.ધ્વનિદૃષ્ટિએ સં. शल्य-માંથી સિદ્ધ થયો છે. તલવારનો ઘા શત્રુની ખોપરી ચીરી નાખે. ભાલાથી વીંધાઈને મરેલા શત્રુની ખોપરી આખી રહે. શબ્દો નાયકના ઘાની સચોટતાના ને તેની પરાક્રમશીલતાના દ્યોતક છે.

આજ્ઞાર્થ બીજો પુરુષ એકવચનમાં एँ, इ, उ, हि ને सु એ પ્રત્યયો ને करेँ, करि, करु, करहि, करसु એવાં રૂપો સમજવાં.

૩૮૮. ભવિષ્યકાળની વિશિષ્ટતા.

झडप्पड-ના મૂળમાં झटप्पट- છે. ભારવાચક રૂપ હોવાથી ગુજરાતી 'ઝટપટ'માં મૂળનો 'ट' અવિકૃત જળવાઈ રહ્યો છે. 'ઝટપટ'ના મૂળમાં झट्पट्ट ઉચ્ચારણ છે. સરખાવો પ્રાકૃત-અપભ્રંશ झड(त्ति) ને આપણું 'ઝટ.'

अच्छ् નો 'હોવું' ને 'બેસવું, રહેવું' એ બંને અર્થોમાં ઉદાહરણમાં પ્રયોગ થયો છે.

છંદ ખાતર कतुનો અનુસ્વાર અનુનાસિક તરીકે ઉચ્ચારવાનો છે— कँतु. 'કરતો' જેવાં અર્વાચીન રૂપોનું આ પુરોગામી હોય.

સવાળો ભવિષ્યકાળ ગુજરાતીમાં ઊતરી આવ્યો છે. હવાળા ભવિષ્યકાળનો વ્રજ, અવધી વગેરે પ્રાચીન હિન્દી ભાષાઓને વારસો મળ્યો છે.

૩૮૯નું સૂત્ર એક વિશિષ્ટ રૂપનુ અને ૩૯૦થી ૩૯૫ સુધીનાં સૂત્રો ધાત્વાદેશોનુ પ્રતિપાદન કરે છે.

૩૮૯. ખરી રીતે તો कीसु એ कर्ના क्रि એવા કર્મણિ અંગ પરથી થયેલું ભવિષ્યકાળ પહેલા પુરુષ એકવચનનું રૂપ છે, વર્તમાનકાળનું નહીં. कीसु='(હું) કરાઈશ.' ઉચિત અર્થભારની દૃષ્ટિએ વિને બદલે જિની અપેક્ષા રહે છે.

૩૯૦ થી ૩૯૫ સુધીના સૂત્રોમાં વિશિષ્ટ ધાત્વાદેશો આપ્યા છે.

૩૯૦. સં. प्र+भूનો पहुच्च्-આદેશ થાય છે. ખરી રીતે તો पहुच्च् સંસ્કૃત ચકારાંત ધાતુઓના રૂપોના સાદૃશ્યે સધાયો છે.

સં. सिच् પરથી सिक्त, પ્રા. सित्तो—सिचइ

સં वच् પરથી સ. उक्त, પ્રા. वुत्तो —वुच्चइ વગેરેની જેમ

સં.प्रभूत', પ્રા. पहुत्तो—पहुच्चइ

અર્થ 'પૂરા પડવું, પર્યાપ્ત થવું' એવો નહીં, પણ 'આંબવું' એવો છે.

छेअउ—સ્વાર્થે क ઉમેરાઈ छेद—પરથી छेदक. અહીં 'હાનિ' એવો વિશિષ્ટ અર્થ છે.

૩૯૧. ब्रुव् રકાર જાળવી રાખતા અપભ્રંશવિશેષનું રૂપ છે. જુઓ સૂત્ર ૩૯૮. બીજા ઉદાહરણનો ब्रो, ૩૯૩નો प्रस्सदि, ૩૯૪નો गृण्हेप्पिणु ને व्रतु પણ એ કોટિનાં છે. प्रस्सदिનો दि તથા व्रतुમાં જળવાયેલો અસાધારણ त પણ વિશિષ્ટ અપભ્રંશપ્રકારના સૂચક છે.

૩૯૨. આખા અપભ્રંશમાં ब्र् વ્યંજન આ व्रुन् ધાતુનાં રૂપો સિવાય ક્યાંયે મળતો નથી. અને તે રૂપોયે પ્રાપ્ત સાહિત્યમાં મળતાં નથી.

૩૯૩. प्रस्स-પ્રસિદ્ધ અપ. સાહિત્યમાં દેખાતો નથી.

प्रस्स-ના મૂળમાં पश्य- છે. पश्यનું पस्स् થવાને બદલે રકાર-પ્રક્ષેપથી (જુઓ સૂત્ર ૩૯૯) प्रस्स- થયું. °दि માટે જુઓ ૩૯૧ પરનું ટિપ્પણ. ઉદાહરણપદ્ય નથી આપેલું. ઘડી કાઢેલું રૂપ જ આપી દીધું છે.

૩૯૪. गृण्ह-અપ.માં કવચિત્ જળવાઈ રહેલા ઋકારનું ઉદાહરણ પૂરું પાડે છે. सुकृदु, घृण, कृदंत વગેરે આવાં બીજાં ઉદાહરણ છે. જુઓ 'વ્યાકરણ.' छोल्ल-નુ કર્મણિ અંગ छोल्लिज्ज- અને તે પરથી વર્તમાન કૃદંત छोल्लिज्जंत-. પ્રાકૃત-અપભ્રંશમાં વર્તમાન કૃદંત ક્રિયાતિપત્ત્યર્થનાં વાચક પણ છે. छोल्लिज्जंत ને लहंत આનાં ઉદાહરણ ગુજરાતીમાં પણ 'કરત,' 'લેત' વગેરે. °कमलि તૃતીયા એકવચનનું રૂપ છે. હેમચંદ્રે તૃ. એકવ. માટે °इ પ્રત્યય નોંધ્યો નથી.

૩૯૫. (૨). चूड- ને -उल्ल- ને -अ- પ્રત્યય લાગી (જુઓ સૂત્ર ૪૨૯) चूडुल्लय- થયું છે. સં. निहित-નું निहिअ થાય છે, તેમ સાદૃશ્યબળે निहित्त- થાય છે. સં. रज्-નું रज्जइ–रत्त-, સં. मुज्-નું मुज्जइ-मुत्त-, અને એ બીજા પ્રમાણે સં. नि+धा-નું निहिज्जइ–निहित्त.- ઉપર ૩૯૦ પરના ટિપ્પણમાંનું पहुत्त- તથા સં. जि-નું जिअ- ઉપરાંત जित्त- પણ આજ રીતે સધાયું છે.

झलक्-ના મૂળમાં સં. ज्वल्- છે. સં. बाष्प-નું बप्फ- થવું જોઈએ, પણ અનિયમિત રીતે बाह- થાય છે.

આ દોહો મુંજનો બનાવેલો છે. જુઓ ૩૫૦ (૨) પરનું ટિપ્પણ.

(૩). पेम्मु નો 'પ્રિયા' એવો અર્થ લેવો પડે છે, પણ પ્રતીતિજનક નથી. सव्वासण-रिउ-संभव-=सर्वाशन-रिपु-संभव- એટલે કે સર્વભક્ષી (=વડવાનળ)ના શત્રુ(=સમુદ્ર)માંથી જેનો જન્મ થયો છે તે—ચંદ્ર. પર્યાયોક્તિ છે. परिवृत्त->परिअत्त-માં વકારલોપ.

(૪). खुड्डक्क-ને घुड्डक्क-માં ધાતુનાં સાદાં રૂપ *खुड- ને *घुड- છે. *खुड- ઉપરથી ગુજ. 'ખડખડ-વું'નો 'ખડ-' અંશ આવેલો છે. અર્થછાયા ફરી ગઈ છે. घुड-નો 'ઘડ-' ગુજ. 'ઘડઘડાટ-'માં છે.

वासारत्त-નું મૂળ સં. वर्षारात्र-છે. વર્ષારાત્ર=વર્ષાઋતુ. વર્ષા-નું પ્રાકૃત-અપભ્રંશમાં वासा-થાય, તેમ વિશ્લેષથી वरिसा-પણ થાય, એ રીતે वर्षारात्र-નું वरिसारत्त- એવુ રૂપ થાય ને તે પરથી वरसारत ને 'વરસાત,' 'વરસાદ.'

पवासुअ . प्र+वस्‌ને -उक- એ કર્તૃવાચક પ્રત્યય લાગી *प्रवासुक- થાય તે પરથી पवासुअ. અર્થ 'પ્રવાસી'જ છે. विसमा મધ્યદેશીય રૂપ છે. જુઓ ૩૩૦ પરનું ટિપ્પણ.

(૫). अम्मि માતાનું તેમ સખીનું પણ સંબોધન છે. અહીં પહેલું લેવામાં અનૌચિત્ય છે. અર્વા. ગુજ. મા પણ 'હા, માડી, હા' 'હા, બાપુ, હા' એમ સમવયસ્કને વાત કરતાં કહેવાય છે.

संमुह પરથી सामुह ને પછી 'સામું', 'સામે'. मज्जिउ એ હેમચંદ્ર (૪૩૯,૨). ઢુંઢિકાકાર, પીશલ ને વૈદ્ય સમજે છે તેમ સંબંધક ભૂતકૃદંત નથી, પણ मज्जिअનું ટુંકાવેલું સ્ત્રીલિંગ પ્રથમા બહુવચન છે. कतह એ ષષ્ઠી અહીં તૃતીયા અર્થે છે. સરખાવો ગુજરાતી પ્રયોગ 'ઘરનો બળ્યો, ગામ બાળે', 'કોઈનો લીધો જાય, તેવો નથી', 'દૂધનો દાઝ્યો, છાશ ફૂંકીને પીવે', 'હાથનાં કર્યાં હૈયે વાગે' વગેરે. मग्न='ભાગેલી', 'નસાડેલી'. थंति ને जतिनो વિરોધ આમ અર્થ ઘટાવીને જ પ્રકટ કરી શકાય છે. કાંત સામે ટકી ન શકતી ગજઘટાઓ કરતાં પણ નિત્ય સંમુખ રહેતા પયોધર કઠોરતામાં ચડે છે.

(૬). जा < जाव < यावत्. બીજાઓ जा=या અર્થ કરે છે—पुत्तें जाएं (તૃતીયા સપ્તમીના અર્થે) સતિ 'સપ્તમી'નો પ્રયોગ લઈને પણ અર્થ ઘટાવી શકાય. बप्पीकी એ बप्प ને મત્વર્થીય-इक्क-પ્રત્યય લાગી સિદ્ધ થયેલા बप्पिक्क-ના સ્ત્રીલિંગ बप्पिक्की પરથી क् એકવડો થઈ, પૂર્વ સ્વર દીર્ઘ થતાં, સિદ્ધ થયું છે. આ સંયોગલોપ ને પૂર્વસ્વર દીર્ઘભાવની પ્રક્રિયા અર્વાચીન ભારતીય આર્ય ભૂમિકાનું લક્ષણ છે. અપભ્રંશ ભૂમિકા સુધી વિશિષ્ટ અપવાદે સંયુક્ત વ્યંજનો જળવાઈ રહ્યા હતા. હેમચંદ્રનાં ઉદાહરણોની ભાષામાં કેટલાંક આવાં અર્વાચીન રૂપો મળે છે—જુઓ 'વ્યાકરણ.'

मुंहडी સુધારી मुम्हडी વાંચો. मुम्हडीમાંથી-ड-પ્રત્યય કાઢી નાખતાં मुम्ही કે मुम्हि રહે. એ मुम्भि એવા ઉચ્ચારણ પરથી, ह्>ल्हની જેમ, સિદ્ધ થયું હોય. चंप्=ચાંપવું.

(૭). तेवडु—જુઓ સૂત્ર ૪૦૭. આપણે 'ધૂધવે' ને બદલે 'ધૂધવે' વાપરીએ છીએ ધાતુ જુદો છે. અહીંનો ધાતુ 'ધૂધકારો'માં જોઈ શકાય છે.

સૂત્ર ૩૯૬થી ૪૦૦માં કેટલીક ધ્વનિવિષયક લાક્ષણિકતાઓની નોંધ છે

૩૯૬. બે સ્વરો વચ્ચે રહેલા ક, ગ, ત, દ, પ નો લોપ ને ખ, ઘ, ત, થ, ધ, ફ, ભનો હકાર થવાને બદલે ક, ત, પ, ખ, થ, ફ નો ઘોષભાવ ને ગ, દ, ઘ, ધ, ભની અવિકૃતિ એ શૌરસેનીનાં લક્ષણ ગણાય. હેમચંદ્ર (કે તેના પુરોગામી અપભ્રંશ વૈયાકરણોના) આધારભૂત અપભ્રંશ સાહિત્યમાં આવી પ્રક્રિયાવાળો એક અપભ્રંશભેદ પણ હતો એ કેટલાંક અન્ય સૂત્રો નીચેના ઉદાહરણો પરથી પણ પ્રતીત થાય છે. જુઓ 'વ્યાકરણ'

૩૯૬. (૧). विच्छोह પરથી પ્રાચીન ગુજ.માં 'વછોહો' =વિયોગ, વિરહ. 'कर नु 'गर થયું છે 'કહ્યાગરું' 'કામગરું' 'કાજગરુ' વગેરેમા આ જ જણાય છે. પણ ફારસી 'ડબગર' 'રફૂગર' વગેરે પણ ધ્યાનમાં રાખવા ઘટે. क्>ग् માટે અર્વા. ગુજ.નાં ઉદાહરણો નરસિંહરાવે નોંધ્યાં છે, જુઓ ગુજ. લેં. એં. લિટ. ૧, ૪૪૯—૪૫૦.

૩૯૬. (૪). प्राप्, अकृत-, प्रविश्-નાં पाव-, अगिय- ને पविस-ન થતાં पाव-, अकिय- ને पइस-થાય છે.

૩૯૬. (૫). कण्णिआर-માંથી સધાયેલું कणिआर- એવડો વ્યંજનના એકવડો થયાનું ઉદાહરણ છે. જુઓ 'વ્યાકરણ'.

૩૯૭. લક્ષણ વ્યાપક હોવાથી છૂટક શબ્દો જ ઉદાહરણ તરીકે આપ્યા છે. -म्- અવિકૃત રહેવો અને -म् નો 'वँ' થવો એ જુદી જુદી બોલીઓની વિશિષ્ટતા હતી વ્યાપક સાહિત્યભાષા તરીકે અપભ્રંશમાં જુદી જુદી બોલીઓનાં અતિ વ્યાપક લક્ષણોનુ મિશ્રણ ઉત્તરોત્તર વધતું ગયું છે.

હિંદી વિભાગની બોલીઓમાં म्>वँ લાક્ષણિક છે, ગુજરાતીમાં म् જળવાઈ રહિ છે. भौंरा—ભમરો; ज्यों, त्यों—જેમ, તેમ વગેરે અનેક ઉદાહરણો આપી શકાય.

૩૯૮. આ ભેદ પણ મૂળે તો બોલીગત છે. અર્વાચીન ગુજરાતીમાં ઘણા શબ્દો એવા છે જેમાં મૂળનો સંયુક્ત રકાર જળવાઈ રહ્યો છે, જ્યારે હિંદીમાં તેનું સારૂપ્ય થયું છે. ભત્રીજો—भतीजा, ભાદરવો—भादों, છત્તરી—छाता, ત્રીશ–तीस વગેરે.

૩૯૯. ગુજરાતીમાં આ વલણના ઉદાહરણ માટે જુઓ 'વાગ્વ્યાપાર,' ૨૧૧–૨૧૫. શ્રાપ (શાપ), સરાણ (શાણ), કરોડ (કોડિ) વગેરે જાણીતાં ઉદાહરણો છે.

(૧) હેમચંદ્રે અહીં ટાંકેલાં ઉદાહરણ જૈનેતર–વૈદિક પરંપરાના અપભ્રંશ સાહિત્યમાંથી છે. એવી કોઈ કૃતિ હજી મળી નથી આવી. તેથી એમનું મહત્ત્વ ગણાય. ઉદાહરણ ૪૦૨, ૪૩૮ (૩), ૪૪૨ (૧, ૨) પણ આવાં જ છે. दिवें दिवें માટે જુઓ સૂત્ર ૪૧૯.

(૨) खंभ-નું મૂળ વૈદિક स्कम्भ-'ટેકો, આધાર' છે. स्तम्भ-માંથી 'થંભ' થાય છે. दिवें दिवें, खंभ, ठाम-,સંબંધક ભૂતકૃદંતના प्पि, प्पिणु, તૃતીયા બ. વ. નો एहिं, ગુણવાચક નામ સાધતો त्तण, प्पण પ્રત્યય વગેરે એવી સામગ્રી છે, જેનાં મૂળ વૈદિક સમયમાં છે ને જેને મળતું પ્રશિષ્ટ સંસ્કૃતમાં કશું નથી. અપભ્રંશનો થોડોક અંશ તેના પાયામાં રહેલી લોકબોલીઓ દ્વારા વૈદિક સમયની લોકબોલીઓમાંથી ઊતરી આવ્યો હોવાનું અનુમાન આવી સામગ્રીને આધારે કરાય છે.

૪૦૦. સં. વ્યંજનાંત संपद- જેવા સ્ત્રીલિંગ શબ્દો शाला જેવાં આકારાંત સ્ત્રીલિંગ નામોની અસર નીચે આકારાંત બની પ્રાકૃતમાં संपया વગેરે બને છે : संपयाનું અપભ્રંશમાં संपय ને પછી संपइ.

૪૦૧ થી ૪૦૯, ૪૧૩ થી ૪૨૮ અને ૪૪૪ એ સૂત્રોમાં છૂટક શબ્દગુચ્છો કે શબ્દોને લગતાં પરિવર્તન કે આદેશ આપ્યાં છે.

केम પરથી किम અને किध પરથી किह थયેલું છે. સં. एवं પરથી एम અને તેના સાદૃશ્યે केम વગેરે. પાછળના અપભ્રંશમાં નાસિક્ય વ્યંજન પૂર્વેના ए, ओને હ્રસ્વ કરવાનું વલણ છે. હ્રસ્વ ए, ओ ઘણીવાર इ, उ રૂપે પણ

લખાતા. એટલે केम, एमनां कॅम, ऍम અને किम, इम. ગુજરાતીમાં તેમાંથી કાવ્યમાં વપરાતાં 'ક્યમ' 'ત્યમ' 'જ્યમ' અને બોલીમાં વપરાતા 'ઇમ', 'કિમ', 'જિમ', 'કમ' 'જમ' આવ્યાં છે. ને 'જે' 'તે'ની અસરથી 'જેમ' 'તેમ' ઘડાઇને માન્ય ભાષામાં વપરાય છે

किध વગેરે સં. कि- અંગ (किम् વગેરેમાં છે તે) અને -थ પ્રત્યયથી સધાયેલા *कि-थ જેવાં રૂપ પરથી છે પ્રાચીન અપભ્રંશમાં किध, ઉત્તર કાલીનમાં किह.

૪૦૧. (૧) समप्पउ એ समप्प्- 'સમાપ્ત થવું'નું આજ્ઞાર્થ ૩ પુ. એક વ. છે.

(૨). अनु-वि પરથી अन्न-इ, अनइ, 'અને' 'ને.' किवँ>હિંદી क्यों.

(૩). લોકસાહિત્યમાં આણંદ પરમાણંદના દૂહા જાણીતા છે તેમનાં મૂળ હેમચંદ્ર સુધી જાય છે એ પ્રસ્તુત દૂહો બતાવે છે દૂહો પ્રશ્નોત્તરના રૂપમાં છે. जणु માટે જુઓ સૂત્ર ૪૪૪.

૪૦૨–૪૦૩. હેમચંદ્રે यादृष् ने यादृश-ના આદેશોમાં ભેદ પાડ્યો છે તે બરાબર નથી. यादृश વગેરેમાં પ્રાકૃતમાં ज- વગેરે સાર્વનામિક અંગોની અસરથી जइस-. स्>ह् એ પ્રક્રિયાથી *जइह-, પછી जेह- ને સ્વાર્થિક अ પ્રત્યય ભળીને जेहय- એવો વિકાસ છે.

૪૦૨. मइँ मणियउ સાથે સરખાવો ચાલુ પ્રયોગમાં 'મેં કીધું,' 'કહું છું કે' વગેરે લહેકા. वढ માટે સૂત્ર ૪૨૨ (૧૫, ૧૬). ઉદાહરણ હિંદુ પરંપરાના સાહિત્યમાંથી છે.

૪૦૩. કામચલાઉ ઉદાહરણો

૪૦૪. વૈદિક इत्था પરથી इत्थ ને પછી પ્રા. कत्थ, तत्थ તેમ જ एत्थु, जेत्थु ને तेत्थु. घव्वदि ને प्रयावदीनी त् > द् ને प्र् > प्र् એ પ્રક્રિયાઓ પ્રાચીનતાની સૂચક.

૪૦૬. तावत् નો व, કોઇ કારણે અનુનાસિક થતાં तावँ, ताम, *ताउ પછી ताउँ. સપ્તમીનો 'हिं' લાગી तामहिं વગેરે.

(૧). मद-गल- 'મદઝરતા' ઉપરથી मयगल- 'મેગળ'. પગલે પગલે ઢોલ વાગે છે=બળના ગર્વમાં ધમધમતા ચાલે છે.

૪૦૭. तेवड- નું મૂળ तेवड्ड- છે. એ રીતે આ સંયોગલોપનું ઉદાહરણ (ને અર્વાચીનતાનું લક્ષણ) છે. જુઓ 'વ્યાકરણ'.

तेवड्ड=ते+वड्ड-;वड्ड- (દેશ્ય)='વડું' 'મોટું.' तेवड्ड='તેવું મોટું.'

(૧). છંદ સોળ માત્રાનો (૪+૪+૪+—˘˘) વદનક છે. પાછળથી તે 'ચોપાઈ' તરીકે જાણીતો થયો છે.

तेत्तुल-પણ મૂળ तेत्तुल- છે. तेत्तुल= ते+तुल-.तुल-< સં. तुल्य-. तेत्तुल- 'તેના જેવું,' 'તેના જેવા માપનું', 'તેટલું' એ રીતે અર્થવિકાસ થયેલો છે.

૪૦૯. अवरोप्परुમાં પડેલો અંશ સં. अपर-માંથી આવેલો છે.

जाहँ जोअंताहँના વિશિષ્ટ ષષ્ઠીના પ્રયોગ માટે જુઓ 'વ્યાકરણ'. સૂત્ર ૪૧૦થી ૪૧૨ ધ્વનિપરિવર્તનની કેટલીક વિશિષ્ટતાઓ નોંધે છે.

૪૧૦. પ્રાકૃતમાં હ્રસ્વ ए ને હ્રસ્વ ओનું ક્ષેત્ર મર્યાદિત હતું. સંયુક્ત વ્યંજનોના પૂર્વવર્તી ए, ओ નિયમે કરીને, અને શબ્દાંત સ્થિતિમાં ક્વચિત, હ્રસ્વ ઉચ્ચારાતા. અપભ્રંશમાં વિસ્તાર થયો છે. અંત્ય ए, ओ અપભ્રંશમાં નિયમે કરીને, અને અનંત્ય વિશિષ્ટ પરિસ્થિતિમાં હ્રસ્વ છે.

૪૧૧. એ જ પ્રમાણે અનુનાસિકનો પ્રદેશ પણ વિસ્તૃત થયો છે— અંત્ય સ્થાને અનુસ્વાર નહીં, પણ સાનુનાસિક સ્વર ઉચ્ચારાય છે.

૪૧૨. ગુજરાતીને म्ह > म्म એ પ્રક્રિયા અજાણી છે. જુઓ, 'ઘીમ' < गिम्ह, 'બામણ' < बम्हण, 'તમે' < तुम्ह- વગેરે.

૪૧૩. अवराइसના મૂળમાં *अपरादृश- છે.

૪૧૪. ચારે રૂપ રકાર જાળવી રાખે છે એ ધ્યાનમાં રાખવું. प्राइव એ प्राइम्व પરથી આવ્યું હોય. प्राइम्वનું મૂળ प्राउ एम्व=प्रायः एवम् હોય. पग्गिम्व કદાચ प्रागु+एवम् પરથી ઉતરી આવ્યું હોય. છંદ ૨૧ માત્રાનો રાસા છંદ છે. અગિયાર કે બાર માત્રા પછી યતિ અને અંતે ત્રણ લઘુ હોય છે. છંદ જાળવવા अन्ने ને તેના અંત્ય સ્વરોને હ્રસ્વ અને तं ને तँ બોલવા પડશે.

(૨). अंतडी એ રકાર જાળવી રાખતું રૂપ છે. भ्रान्तिનું भ्रंति ને સ્વાર્થિક ड પ્રત્યય લાગતાં अंतडी. मणिअडा માટે જુઓ સૂત્ર ૪૩૦. अज्जु-वि પરથી अज-वि ને પછી अजी થવું જોઇએ, પણ अद्य खलु પરથી

अज्जुहु-अज्जहु (પ્રાચીન હિંદી 'અજહુ') ને 'હજુ' થયો, તેના હકારની અસરથી 'હજી' થયું.

(૩). ઉદયસૌભાગ્યગણિ, પીશલ, વૈદ્ય વગેરે सरનો અર્થ सरस् 'સરોવર' કરે છે. તો संपेसिआ સાથે તેનો સંબંધ કોઈ રીતે ન ઘટે. દૃષ્ટિ-શરની સીધી ગતિને બદલે અશ્રુજલને પરિણામે આડી ગતિ દેખાય છે—થાય છે એવો અર્થ જ સ્વાભાવિક લાગે છે.

(૪). करेइ એ कारेइ એમ પ્રેરક તરીકે લેવાનું છે.

૪૧૫. अनु<अनु<अन्यद्. સંયોગલોપનું ઉદાહરણ. પ્રાચીન હિંદીમાં ('રામચરિતમાનસ' વગેરેની ભાષામાં) अनु ઘણો જાણીતો. પણ ત્યાં 'અને'નો અર્થ. અહીં 'અન્યથા', 'નહીં તો'નો અર્થ.

૪૧૫. (૧). ધુમ્મસને લગતી સુંદર ઉત્પ્રેક્ષા.

૪૧૬–૪૧૭. ततः>तओ>तउ>तो, यतः>जओ>जउ>जो એ બીબા પ્રમાણે कउ.

૪૧૬. (૧). उल्हवइ. સં. उद्-'ભીનું કરવું' પરથી -र- પ્રત્યય લાગી *उद्र- થાય (સરખાવો सम्+उद्र-=समुद्र-), તેમ -ल- પ્રત્યયથી *उद्ल- થાય. *उद्ल >પ્રા. उल्ल-,ओल्ल-. પ્રેરકનો -अव- પ્રત્યય લાગી उल्लव-,ओलव-. ल्> ल्ह એ પ્રક્રિયાથી उल्हव-, ओल्हव->'ઓલવવું' ('હોલવવું').

૪૧૮. सम=समान. એટલે समं 'સાથે' ઉપરથી આવેલા समु= समाणु 'સાથે.' ध्रुवुમાં રકાર જળવાઈ રહ્યો છે, ૩૯૮ સૂત્ર અનુસાર.

(૧). पियहों परोक्खहों અહીં ષષ્ઠી સતિ સપ્તમીના અર્થે છે. विनाशित-નો न्, विन्नासियમાં છંદ ખાતર એવડાયો છે. निन्नासिय-(<निर्णा-शित-) કર્યું હોત તો એ છૂટ લેવી ન પડત.

(૪). होसइँ એ ઉત્તરકાલીન રૂપ છે. વ્યાપક અપભ્રંશમાં होसहिँ છે.

(૬). चइज्ज, भमिज्ज વિધ્યર્થ છે. જુએ 'વ્યાકરણ'. આપણાં ભવિષ્ય આજ્ઞાર્થનાં ('કરજે', 'ભમજે') રૂપોના મૂળમાં એ છે. दंसिज्जंत, दंसनું કર્મણિ વર્તમાન કૃદંત છે.

(૭). જેમ લવણ પાણીમાં ઓગળી જાય તેમ આ ગોરી, ઝૂંપડું સળું કરનારો વિદેશે હોવાથી ચૂતા પાણીથી ભીંજાતાં, તેનું લવણ (=લાવણ્ય) વિરહદશામાં નષ્ટ થઈ રહ્યું છે, એવો ભાવાર્થ સમજાય છે

( ૮ ). वंकुडअ-માં હેમચંદ્રે ન નોંધેલો -उड- अ- પ્રત્યય છે. वक्र-> वंक- + -उड-अ-=वंकुडअ, પ્રા. ગુજ. वाँकुडउँ, 'વાંકડું'.

૪૧૯. दिवें ના મૂળમાં વૈદિક दिवे છે. વૈદિક दिवे दिवेની જેમ અપભ્રંશમાં પણ दिवें दिवें છે. અર્વા. ગુજ. 'દિએ દિએ'. नाहि ઉપરથી ગુજ. 'ના', પ્રા. હિંદી 'નાહીં'.

( ૭ ) ओहट्ट्-નું મૂળ अप + घट्ट् છે. 'ઘટવું' 'ઘાટો'માં એ ધાતુ છે ओहट्ट-પરથી 'ઓટ' (નામ). છંદ : ૧૩ + ૧૬ માત્રાનો છે. એકી ચરણો દૂહાનાં એકી ચરણો છે. બેકી ચરણો વદનકના છે.

૪૨૦. पश्च-નુ पच्छ-, સ્વાર્થિક પ્રત્યયથી पच्छअ, ને સપ્તમીનુ રૂપ पच्छइ. एम्वइનું મૂળ एम वि < एवम् + अपि છે. च + एव=चैव, પ્રાકૃત चेव चेव> जेअ, जे, પછી जें, जे ને जि, जि, અર્વાચીન 'જ.' पच्चलिउનું મૂળ *प्रत्यलीक હોય. अनीक એટલે 'મોરચો' 'આગલો ભાગ'. अलीक એટલે 'કપાળ'. આ ઉપરથી प्रत्यलीक એટલે 'વિરુદ્ધ' 'ઊલટું'. સરખાવો પ્રાકૃત पडिणीय (=प्रत्यनीक) 'વિપરીત'.

( ૫ ). આપણે 'મીઠું' લાક્ષણિક રીતે 'અક્કલ'ના અર્થમાં વાપરીએ છીએ, જ્યારે પહેલાં लवण સુદરતાનો લાક્ષણિક અર્થ ધરાવતું. सलवण 'સુંદર' ને તે પરથી અપ. सलोण, सलोणय-, સ્ત્રીલિંગ सलोणी ને અર્વા. ગુજ. 'સલૂણું', 'સલૂણી'.

પીશલ नव- ને સ્વાર્થિક ॰ख- પ્રત્યય લાગી नवख- સિદ્ધ થયો માને છે. પણ नवख નું પ્રાચીન રૂપ नवक्ख-અને હિંદી 'અનોખા', ગુજ. 'નોખુ', 'અનોખું' પીશલની જાણમાં ન હતાં. नवक्ख- કાં તો *नवपक्ष, *नवपक्ख-પરથી સધ્વનિલોપથી સિદ્ધ થયું હોય, અને તો 'અનોખુ'માં 'લોપ'-'અલોપ' વગેરેની જેમ 'અ'નો પ્રક્ષેપ થયો હોય; અથવા નરસિંહરાવે બતાવ્યું છે તેમ अन्यपक्ष-ઉપરથી अन्नक्ख ને પછી આદ્ય સ્વરના લોપે नवक्ख. આ બીજા વિકલ્પમાં એક મુશ્કેલી એ છે કે अन्नवक्ख-માં બેવડા न्न પૂર્વે અકારનો લોપ થયો માનવો પડે છે, નહીં તો *अन्नक्ख પરથી અર્વાચીન ભૂમિકામાં *अनख-થયા પછી જ नवख થઈ શકે, જ્યારે નવમી શતાબ્દી પહેલાંથી જ नवख સધાયેલું છે.

૪૨૧. સં. उक्त- ऊढ- જેવાનું પ્રાકૃત-અપભ્રંશમાં उत्त, ऊढ થવું જોઈએ, પણ वच्, वह्- એ મૂળ ધાતુઓની અસર નીચે वुत्त, वूढ- થાય છે.

विच-નો 'वर्त्मन्' સાથે ધ્વનિદૃષ્ટિએ તો સંબંધ નથી જ, પણ અર્થદૃષ્ટિએ પણ તે 'માર્ગ' કરતાં 'મધ્ય' સાથે સંબદ્ધ છે. હિંદી 'બીચ' અને આપણું 'વચ્ચે' એમાંથી આવ્યા છે. 'અધવચ' 'વચાળ' 'વચલું' 'વચગાળો' 'વચમાં' ને 'વચેટ'માં પણ એ છે.

૪૨૧. (૧). કાર્યસાધક સમર્થ પુરુષને સંબોધીને અન્યોક્તિ છે.

૪૨૨. (૨). ઘંઘલ-ના અર્થ લેખે આપેલો झकट शब्द પણ પાછળથી સંસ્કૃતમાં લેવાયેલો દેશ્ય શબ્દ જ છે. झगड् ધાતુ 'કલહ કરવો'ના અર્થમાં છે. તેના પરથી થયેલા નામનું સંસ્કૃત રૂપ તે झकट-, ગુજ. 'ઝગડો.' ઉદાહરણમાં, માઠી દશાથી હતોત્સાહ બનેલા હૃદયને આશ્વાસન છે. જગતમાં સુખની સાથે જ દુઃખ છે. નદીના સુંદર પ્રદેશો છે, તેમ સાંકડી નળના વાંકવળાંક પણ છે.

(૪). સં. आत्मन ‍નું अप्पणु થયું, ને તે સ્વવાચક સર્વનામ તરીકે વપરાવા લાગ્યું. अप्पणु ના 'પોતે' ને 'જાત' બંને અર્થ છે.

(૬). *द्रेक्ख् ને पेह् કે पाह् 'જોવું' એમના સંકરથી *द्रेह- ને તે પરથી નામ द्रेहि थयुं હોય.

ઉદાહરણની ભાષા પ્રાચીન છે. નવમી શતાબ્દી પહેલાંના સ્વયંભૂમાં આ પદ્ય ઉદ્ધૃત થયેલું છે, પણ ત્યાં હેમચંદ્રમાં જળવાયાં છે તેવાં પ્રાચીન લક્ષણ નથી જળવાયાં.

છંદ: માત્રા. જુઓ ૩૫૦ (૧) પરનું ટિપ્પણ.

(૭). लेखडउમાં અપભ્રંશ ધ્વનિપ્રક્રિયા માટે અસામાન્ય ગણાય તેમ -ख्- જળવાઈ રહ્યો છે, તેનો 'હ' કે 'ઘ' નથી થયો. આ અર્વાચીન વલણ છે.

(૯). कोड्ड- ઉપરથી આવેલા ગુજ. 'કોડ'માં અર્થ થોડોક ફરી ગયો છે. 'કૌતુક' ને બદલે 'અભિલાષા'ના અર્થમાં તે વપરાય છે.

(૧૦). અપભ્રંશ ને બદલે શુદ્ધ પ્રાકૃત ઉદાહરણ. છંદ અનુષ્ટુભ. ચરણદીઠ આઠ આઠ અક્ષર, પાંચમો લઘુ, છઠ્ઠો ગુરુ, સાતમો એકી ચરણોમાં ગુરુ, બેકીમાં લઘુ.

(૧૧). रमण ઉપરથી *रमण्य ને પછી रवण्ण-.

(૧૪). શરીરને કુટીનું રૂપક આપ્યું છે. कुटी પરથી कुडी, તેના कुड- અંગને લઘુતાવાચક સ્વાર્થિક -उल- લાગી, સ્ત્રીલિંગનો ई લાગતાં कुडुली.

जुअंजुअ-નું મૂળ સં. युतंयुत- તે પરથી 'જૂજવું' ('નામરૂપ જૂજવાં')= 'જુદુંજુદું.' बहिणुअः સં. भगिनीનું અનિયમિત बहिणी; તેના बहिण- અંગને સ્વાર્થિક-उअ- પ્રત્યય લાગીને बहिणुअ- સધાયો છે. 'નાનાલાલ' પરથી 'નાનુ,' 'કેશવજી' પરથી 'કેશુ,' 'હિમાંશુ' પરથી 'હેમુ' વગેરે લાડવાચક સંક્ષેપોમાં મૂળ આ જ પ્રત્યય છે. આઠમી શતાબ્દી લગભગના રાજસ્થાન-ગુજરાતના શિલાલેખોમાં -उक- પ્રત્યયવાળાં વિશેષનામો મળે છે (कक्कुक-, शीलुक- વગેરે). છંદ ૧૬ માત્રાનો વદનક છે. જુઓ ૪૦૭ (૧) પરનું ટિપ્પણ.

(૧૫). પ્રેમપાત્રની પ્રાપ્તિનો વિચાર કર્યા કરે પણ તે અંગે પાઈ પણ ખરચે નહીં તેની સરખામણી એવા 'ગેહેનર્દી' સાથે કરી છે, જે ભાલાનો ખરેખર રણભૂમિમાં ઉપયોગ કરવાને બદલે ઘરમાં બેઠો બેઠો જ મનના ઘોડા દોડાવે છે. છંદ વદનક. જુઓ સૂત્ર ૪૦૭ (૧) પરનું ટિપ્પણ.

(૧૭). જુઓ ૪૨૦ (૫) પરનું ટિપ્પણ.

(૧૮). अपूरइ कालइ=વણખૂટયે, કાચી ઉંમરમાં, આયુષ્ય પાકયા પહેલાં, અકાળે.

(૨૦). 'કેરું' ને 'તણું' ગુજરાતીમાં ઊતરી આવ્યા છે. હવે તો માત્ર કાવ્યભાષા પૂરતા જ વપરાય છે. तृण-માં ऋकार જળવાઈ રહ્યો છે.

(૨૧). मब्भीसનું મૂળ मा भैषी. છે એ ખરું, પણ અર્થનો લક્ષણાથી વિકાસ થયો છે. 'બીશ મા' એ અભયવચન થયું, એટલે मब्भीस=અભયવચન, આશ્વાસન. અપભ્રંશમાં मब्भीस् ધાતુ તરીકે પણ 'અભયવચન આપવું, આશ્વાસન આપવું' અર્થમાં વપરાય છે.

(૨૨). સ. यावद्+दृष्ट-+इका, પ્રા. जाव+दिट्ठिआ, जाइट्ठिअ.

૪૨૩. (૨) -घुंट-નો અર્થ 'ઘૂંટડો' નહીં પણ રવાનુકારી લેવાનો છે, એટલે જ 'ઘટ઼ઘટ'.

(૪). लोमपटी > *लोवँवडी > *लोवडी > लोअडी. આ રૂપ મધ્યપ્રદેશના ધ્વનિવલણને અનુરૂપ છે. આપણે ત્યાં लोवडी પરથી 'લોબડી'.

उड्डइ ને वइसइ પરથી અપભ્રંશભૂમિકામાં પ્રચલિત થયેલા વલણને અનુસરીને સ્ત્રીલિંગ ક્રિયાનામ. ગુજરાતીમાં 'માગ', 'ભાળ', 'પહોંચ', 'સમજ' વગેરે સ્ત્રીલિંગ નામો આ જ પ્રકારનાં.

૪૨૪. એક જ પદ્યમાં સ્વાર્થે ड વાળા ત્રણ શબ્દો એક સાથે વપરાયા છે. ઉત્તરાર્ધમાં 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' એ જાણીતી કહેવત છે.

૪૨૫. (૧). केहिं પરથી હિંદી के. પ્રાચીન ગુજરાતીમાં કેહિ વપરાતું રહ્યું છે. तणेण એ મૂળ तणेण कारणेण 'ને કારણે' પરથી

૪૨૬. पुन'—पुनो—पुणो—पुणु એવો વિકાસક્રમ. વિનાનું વિણા ને વિણ થવું જોઈએ પણ સાદૃશ્યે વિણુ થયું છે. અર્વાચીન 'વણુ'=વિના, તેમ જ નઞર્થક પૂર્વપ્રત્યય (જેમ કે 'વણુનોતર્યો,' 'વણુબોટ્યો') પદ્યની મૂળભૂત ગાથા માટે જુઓ પરિશિષ્ટ.

૪૨૭. अवश्य>अवस्स>अवस એવો વિકાસક્રમ છે. સરખાવો सहस्र>सहस्स>सहस. તૃતીયાનો પ્રત્યય લેતાં अवसें.

अधीन પરથી અર્ધતત્સમ अहिन्न- થયું છે. તે પરથી અર્વા. 'આધીન.' આમ 'આધીન' એ 'પરાધીન' વગેરે પરથી માત્ર તારવેલું ન પણ હોય; અર્વાચીન ઘડતરનું નહીં, પણ પરંપરાગત અને તેથી 'શુદ્ધ' હોય.

છંદ: ૨૭ માત્રાનો કુંકુમ. એ દ્વિપદી છે. ૧૫મી માત્રા પછી યતિ. માપ :૧૫+૧૨; ગણવિભાગ : ૪+૪+૪+૩ અને ૪+૪+૪.

આ પદ્ય 'પરમાત્મપ્રકાશ'માં પણ મળે છે, જુઓ પરિશિષ્ટ. સૂત્ર ૪૨૯—૪૩૭મા કેટલાક તદ્ધિત પ્રત્યયો આપ્યા છે.

૪૨૯. પ્રત્યય-अड-ને -उल्ल- છે, તેમને સૂત્રમાં-डड-ને-डुल्ल રૂપે આપેલા છે. આગળ ઉમેરાયેલો डकार પારિભાષિક છે. સ્વરથી શરૂ થતા પ્રત્યયો કે આદેશોના આરંભે એવું સૂચવવા માટે डकार મૂકે છે કે એ પ્રત્યયો લાગતાં તેમની પૂર્વેનો સ્વર—અંગનો અંત્ય સ્વર—લુપ્ત થાય છે. આવા પ્રત્યયોનું પારિભાષિક નામ डित् છે. डित्-अड-એટલે એવો-अड-પ્રત્યય, જે લાગતાં અંગનો અંત્ય સ્વર લુપ્ત થાય છે. दोस+-अड-=दोस्+-अड = दोसड- આ પ્રત્યયો 'સ્વાર્થે' લાગે છે—'સ્વઅર્થે' લાગે છે. એટલે કે એ પ્રત્યયો લાગતાં અંગના મૂળ અર્થમાં કશો ફરક પડતો નથી. પ્રત્યયસહિત કે પ્રત્યયરહિત અંગનો અર્થ એકનો એક રહે છે. એટલે તે સ્વાર્થિક પ્રત્યયો પણ કહેવાય છે. ખરી રીતે તો એવા પ્રત્યયો આત્મીયતા, વહાલ, લાડ, લઘુતા, હીનતા, અપકર્ષ વગેરે ભાવછાયાઓ સૂચવવા વપરાતા થાય છે. પછી અતિ પરિચયથી તેમની એ અર્થછાયાઓ ઘસાઈ જતાં તે

સ્વાર્થિક પ્રત્યયો બની જાય છે—માત્ર અંગવિસ્તારક પ્રત્યયો બની જાય છે.

સંસ્કૃતમાં क પ્રત્યય ( बालक વગેરેમાં ) પ્રચારમાં હતો તેમાંથી આવેલા-अ-પ્રત્યયનો પ્રદેશ પ્રાકૃત અપભ્રંશમાં અતિવિસ્તૃત બન્યો. અપભ્રંશમાં તો લગભગ ગમે તે અંગનો-अ પ્રત્યયથી વિસ્તાર કરવાનુ વલણ છે ગુજરાતીના ' છોકરો ' ને હિંદીના ' લડકા ' એ પ્રકારના અંગો અપભ્રંશના સ્વાર્થિક-अ પ્રત્યયને આભારી છે. ગુજરાતીમાં વર્તમાનકૃદંતો, ભૂતકૃદંતો ને ' વિકારક ' વિશેષણો વગેરેમા આ-अ પ્રત્યય છે.

-उल्ल-પ્રત્યય, પછીથી उल->-अल એમ ગુજરાતીમા ઊતરી આવ્યો છે. मोरुल्लउ>' મોરલો. '

ખરી રીતે अड અને-उल्ल-એકલા નથી વપરાતા -अडय ને-उल्लय- એમ -अ પ્રત્યયના સંયોગે જ તે મળે છે જુઓ પછીનુ સૂત્ર

હેમચદ્રના ઉદાહરણોનુ આધારભૂત અપભ્રશ સાહિત્ય વિવિધ કક્ષાનું હોવાનું જણાય છે. સ્વયભૂ, પુષ્પદત જેવાની પ્રશિષ્ટ અપભ્રંશ કૃતિઓ ઉપરાંત લૌકિક સાહિત્યમાંથી પણ ઉદાહરણો લેવાયેલાં છે अड પ્રત્યયનો છૂટે હાથે વપરાશ એ હેમચદ્રના સમયની સમીપની લોકબોલીનુ લક્ષણ હોય એમ લાગે છે એવા પ્રત્યયવાળા શબ્દો ધરાવતી ભાષા વધુ આ તરફની—વધુ જીવંત છે આપણા લોકગીતોમા ड, ल વગેરે સ્વાર્થિક પ્રત્યયોવાળા શબ્દો છૂટથી વપરાયેલા છે (' રાતલડી, ' ' વીજલડી, ' ' ગરબડિયો, ' ' ઝાળીડાં, ' 'ચુંદડલી', ' નણદલ ', ' પરોણલા, ' ' પાણીડા ' વગેરે અનેકાનેક ), તે પરથી આવું અનુમાન કરી શકાય છે. ગુજરાતીના અંગવિસ્તારક પ્રત્યયો માટે જુઓ ' વાગ્વ્યાપાર ' પૃ ૨૩૪–૨૪૧.

૪૩૦. હેમચંદ્રના વ્યાકરણના પ્રાકૃત વિભાગના પહેલા પાદમાં ( સૂ ૨૬૯ ) किसलय, कालायस ને हृदयનો य પ્રાકૃતમાં લુપ્ત થવાનો નિયમ આપ્યો છે. તેને આધારે हृदयનું हिअ-ને પછી-अड- ને अ-પ્રત્યયો ઉમરાઈને हिअडय -.

बलुल्लडउમાં-उल-, अड-ને -अ-એમ ત્રણ પ્રત્યયો સાથે છે. જણાવેલાં કારણો નાયકને વારવાર યુદ્ધમાં સડોવે તેવા—તેને ઘરથી સતત દૂર ને જોખમમા રાખે તેવા છે.

**૪૩૨–૪૩૩.** આગલા સૂત્રમાં સ્વાર્થિક પ્રત્યયોનું સ્ત્રીલિંગ ઈ પ્રત્યયથી સાધવાનો નિયમ આપ્યો છે. પણ धूली જેવા શબ્દ પરથી

घूलडिअ બને છે, તે સાધવા આ બે સૂત્રો આપેલાં છે. હેમચંદ્ર પ્રમાણે घूली+-अडअ-=*घूलडअ-. घूलडअ-ને સ્ત્રીલિંગનો ई નહીં, પણ आ પ્રત્યય લાગે છે, અને તે લાગતાં તેની પૂર્વેના अनो इ થાય છે. घूलडअ-ને ડિત્ आ લાગતાં घूलडआ ને સૂ. ૪૩૩ પ્રમાણે घूलडिआ.

ખરી રીતે તો -अडअ- પ્રત્યયનું સ્ત્રીલિંગ -अडिअ- થાય છે. સં. -(अ)क- પ્રત્યયનું સ્ત્રીલિંગ -इका છે. (बालक-, बालिका-) તે પ્રમાણે गौर પરથી *गोरडअ- ને સ્ત્રીલિંગ गोरडिआ થાય. *गोरडिआનું અંત્ય સ્વરના હ્રસ્વભાવના નિયમ પ્રમાણે गोरडिअ, અને इअનો ई એમ સ્વરસંકોચની પ્રક્રિયાને લીધે गोरडी એમ વિકાસક્રમ છે.

૪૩૨. ध्रुणि (<ध्वनि પું.) અપભ્રંશમાં સ્ત્રીલિંગ બન્યો છે. કેટલાંક ઇકારાંત પુંલ્લિંગ નામો આવી રીતે ઇકારાંત સ્ત્રીલિંગ નામોની અસર નીચે આવેલાં છે. ગુજ. 'આગ' (સ્ત્રી.) <આગિ <अग्गि <अग्नि–આનું બીજું ઉદાહરણ છે. ગુજ. ને હિંદીમાં ખૂન સ્ત્રીલિંગ છે. હિંદીમાં તો આની અસરથી ફારસી મૂળનો આવાજ પણ સ્ત્રીલિંગ છે. અપભ્રંશમાં મૂળના લિંગતંત્રના થયેલા પરિવર્તન માટે જુઓ સૂત્ર ૪૪૫.

૪૩૫. જુઓ સૂત્ર ૪૦૭ (૧) પરનું ટિપ્પણ. ઉદાહરણો કામચલાઉ.

૪૩૭. तल्=સં.-ता પ્રત્યય (वीरता વગેરેમાંનો).

°प्पणનું મૂળ વૈદિક °त्वन છે. °त्वन ના -°त्व-નો દ્વિવિધ વિકાસ થાય છે. ઉચ્ચારણમાં ઓષ્ઠ્યતા પ્રધાન રહેતાં वની ઓષ્ઠ્યતા ને तની સઘોષતા મળીને -त्व्->-प्प्- એવો વિકાસ થયો છે, ને દંત્યતા પ્રધાન રહેતાં -त्व्->-त्त- એવો વિકાસ થયો છે. આથી °त्वन-માંથી °प्पण- ને °त्तण- પ્રાપ્ત થાય છે. 'નાનપણ', 'મોટપણ,' 'પોતાપણું,' 'બાળપણું' વગેરેમાં 'પણ,' 'પણું' અને 'શૂરાતન,' 'પુરુષાતન,' 'હેવાતન'માં 'તન' (નકાર અનિયમિત) ગુજરાતીમાં પ્રચલિત છે.

સૂત્ર ૪૩૮ થી ૪૪૩ કેટલાક કૃત્ પ્રત્યયોને લગતાં છે.

૪૩૮. સં. °तव्य, °इतव्य-પરથી સ્વાર્થિક-अ-ઉમેરાઈને અપભ્રંશના પ્રત્યયો થયા છે. °एव्वउँ પરથી °एवउँ>°इवउँ>°अवुँ>°वुँ (करेव्वउँ >करेवउँ>करिवउँ>करवुँ>करवुँ) એવો વિકાસ થયો છે.

૪૩૮. (૧). રકાર જાળવતાં રૂપો ધ્યાનમાં રાખવા.

ફું માટે જુઓ સૂત્ર ૩૬૦ (૧) પરનું ટિપ્પણ. સંદર્ભ વિના અર્થ અસ્પષ્ટ રહે છે.

(૨). અતિશય અનુરાગને ભાગે સહન કરવાનું પણ ઘણું હોય છે. रत्त- શ્લિષ્ટ છે. 'રાતું' ને 'અનુરક્ત' બે અર્થ.

(૩). सोएवा, जग्गेवा ક્રિયાવાચક નામ તરીકે વપરાયાં છે. 'સૂવું', 'જાગવું'.

૪૩૯—૪૪૦. °इ પ્રત્યયવાળા સંબંધક ભૂતકૃદંતો પરથી અર્વાચીન હિંદીના શૂન્ય પ્રત્યયવાળાં રૂપો ( मार कर, बोल कर વગેરેમાંનાં मार, बोल ) પ્રાપ્ત થયાં છે. °इउ પ્રત્યયવાળાં રૂપો પરથી ગુજરાતીના સં. ભૂ. કૃદંતો આવ્યાં છે (करिउ>करी). બંને સંસ્કૃતના સોપસર્ગ ધાતુને લાગતા -य પ્રત્યય (अनुगम्य વગેરેમાંના) પરથી થયા છેઃ એકમાં य>इ, બીજામાં વિશ્લેષથી °इय.

વૈદિક °त्वी પરથી °अप्पि, °एप्पि ને પછી अवि, एवि, इवि, વૈદિક °त्वीन પરથી एप्पिणु, एविणु સંબંધક ને હેત્વર્થ કૃદંતના ચારપાંચ પ્રત્યયો હોવા એ આધારભૂત સામગ્રીના મૂળમાં વિવિધ બોલીઓ હોવાનું સૂચક છે.

૪૩૯. (૧). 'તો શું આકાશમા ચડી જઈશું?' એ જીવંત લોક-બોલીનો પ્રયોગ છે.

चडाहुँ, मराहुँ. અહીં તેમ જ અન્યત્ર ઘણે સ્થળે વર્તમાન ભવિષ્યાર્થ છે. જુઓ 'વ્યાકરણ'.

(૩) विपનો એક અર્થ 'પાણી' પણ છે. સંભવતઃ 'મુંજ' શ્લિષ્ટ છે. 'મુંજ' ઘાસ અને 'મુંજ' રાજા. डोह् પરથી અર્થફેરે ગુજરાતી 'ડોવું' આવ્યો છે.

(૪). °ठिउ અનુગ છે. हिअय-ठिउ એટલે 'હૃદયથી' 'હૃદયમાંથી.' આપણો '°થી' તેનું રૂપ थिउ<स्थित માંથી છે. પ્રાચીન પ્રયોગોમાં અને અત્યારની કેટલીક બોલીઓમાં '°થો', '°થી', '°થું' એમ વિકારક પણ છે.

૪૪૦. ઉદાહરણ ઘડી કાઢેલું છે.

૪૪૧. °एवं એ વિધ્યર્થ કૃદંતનો પ્રત્યય હોઈ હેત્વર્થ કૃદંત માટે વપરાય છે °अण એ સંસ્કૃત ક્રિયાવાચક નામ સાધતો °अन પ્રત્યય જ છે (गमन-, करण- વગેરેમાંનો). °अनવાળા અંગને ષષ્ઠીનો °हँ ને તૃતીયા-સપ્તમીનો °हिँ લાગી °अणहँ, °अणहिँ સધાયા છે.

રાજસ્થાનીમાં करणो, હિંદી करना, મરાઠી करणें વગેરે રૂપોનો સંબંધ હેત્વર્થ માટે વપરાતા 'अणअंती રૂપો સાથે છે. मुंजणहिँ न जाइ માટે જુઓ ૩૫૦ (૧) પરનું ટિપ્પણ. ૪૪૧ (૧), (૨) ઘડી કાઢેલાં ઉદાહરણ છે.

૪૪૨. ઉદાહરણો બ્રાહ્મણીય પરંપરાના સાહિત્યમાંથી છે. कीलदि, तिदसावास પ્રાચીન રૂપો છે.

૪૪૩. ગુજરાતીમાં 'णो ને બદલે 'कणो પ્રત્યય છે. 'મારકણો' 'બોલકણો' વગેરે. આમાં 'માર' વગેરેનો 'ક' પ્રત્યયથી વિસ્તાર થયેલો છે.

૪૪૪. (૨). મૂળ પ્રાકૃત તથા એ જ ભાવના સંસ્કૃત પદ્ય માટે જુઓ પરિશિષ્ટ.

(૩). उद्दमुज ને બદલે છંદખાતર उद्धमुज. ગુજરાતી 'તાગ' અર્ધ-તત્સમ જણાય છે. એ 'થાહ'માંથી નથી ઊતરી આવ્યો.

(૪). નજર ઉતારવા—અનિષ્ટને અળગું રાખવા લૂણ ઉતારવાની, મીઠું ઉતારીને દેવતામાં નાખવાની પ્રથા જાણીતી છે. જિનદેવ પરથી ઉતારીને દેવતામાં નાખેલું લૂણ, 'સલૂણા' મુખથી થયેલી અદેખાઈથી પ્રેરાઈને અગ્નિપ્રવેશ કરે છે, એવી રીતે ઘટાવાયું છે.

(૫). તુલના માટેના પદ્ય માટે જુઓ પરિશિષ્ટ. છંદ : ૧૧+૧૦ માપનો જણાય છે. ત્રીજું ચરણ અધૂરું છે. सोहेइ એવો પાઠ કલ્પીએ તો છંદ જળવાઈ રહે.

૪૪૫. લિંગમાં થયેલા ફેરફારોના મૂળમાં ઘણુંખરું કાં તો અંત્ય સ્વરનું, અથવા તો અર્થનું સાદૃશ્ય હોય. પછીથી સ્ત્રીલિંગનો ઇકાર લઘુતાનો ને નપુંસકલિંગ સામાન્ય સ્વરૂપનો વાચક બનતાં અનુકૂળતા અનુસાર કોઈ પણ પુંલિંગ અંગને એ પ્રત્યયો લાગવા માંડ્યા. ને નપુંસકલિંગ અને પુંલિંગના ભેદક એકબે પ્રત્યયો હતાં, તે પણ લુપ્ત થવા જતાં, તેમની વચ્ચે કેટલીક વાર ખરેખર સંભ્રમ પણ થતો હોય. अंत्रडी 'આંતરડી' એ નાનું 'આંતરડું' એવા અર્થમાં છે.

૪૪૬. આ સૂત્ર શૌરસેની પ્રભાવવાળા અપભ્રંશ સાહિત્યને પણ હેમચંદ્રે ઉપયોગમાં લીધું હોવાનું સૂચક છે. त् > द् એ પ્રક્રિયાવાળાં ચાર રૂપો ને द् જાળવી રાખતું રૂપ 'શૌરસેની'પણું દર્શાવે છે.

છંદ 'માત્રા'. જુઓ ૪૫૦ (૧) પરનું ટિપ્પણ.

૪૪૭–૪૪૮. આ સૂત્રો માત્ર અપભ્રંશને નહીં, પણ સમસ્ત પ્રાકૃતપ્રકારોને લગતાં છે. બોલીઓનું વધતુંઓછું મિશ્રણ સાહિત્યમાં અનિવાર્ય હોય છે, અને પદ્યસાહિત્યમાં છંદને સાચવવા કેટલીક વાર પ્રાચીન ભૂમિકાના, કેટલીક વાર બોલચાલના તો કેટલીક વાર સંબદ્ધ બોલીઓનાં રૂપો ને પ્રયોગો પણ વપરાય છે. ઉપરાંત અપભ્રંશમાં સાહિત્યિક પ્રતિષ્ઠાને કારણે સંસ્કૃતપ્રાકૃતનો સારો એવો પ્રભાવ રહેતો—ઘણા અપભ્રંશ કવિઓ સંસ્કૃતપ્રાકૃતના વ્યુત્પન્ન પંડિત હતા. એટલે સાહિત્યિક અપભ્રંશમાં સંસ્કૃતપ્રાકૃતની અસરવાળાં શબ્દો, રૂપો, પ્રયોગો છૂટથી વપરાતાં. અર્વાચીન ગુજરાતી કવિતામાં પણ આપણે પુષ્કળ સંસ્કૃત શબ્દોનો, તો ક્વચિત વિભક્તિરૂપ કે આખ્યાતિક રૂપનો ઉપયોગ કરીએ જ છીએ ને.

## પરિશિષ્ટ

૩૩૦/૧ સાથે સરખાવો:

मरगय-वन्नह पियह उरि पिय चंपय-पह-देह ।
कसवट्टइ दिन्निय सहइ नाइ सुवन्नह रेह ॥

(કુમારપાલપ્રતિબોધ, પૃ. ૧૦૮)

'મરકતના વાન વાળા પ્રિયના ઉર પર ચંપાની દેહકાન્તિ વાળી પ્રિયા, કસોટીના પત્થર પર સોનાની રેખા દીધી હોય તેવી શોભે છે'.

૩૩૦/૨ સાથે સરખાવો:

दे सुअणु पसिअ एण्हिं पुणो वि सुल्हाइँ रूसिअव्वाइं ।
एसा मअच्छि मअलंछणुज्जला गलइ छण-राइ ॥

(સપ્તશતક, ૫/૬૬)

'હે સુતનુ, અત્યારે પ્રસન્ન થા. રૂસણાં પછી પણ સહેલાઈથી લઈ શકાશે. મૃગાક્ષી, આ ચંદ્રોજ્જ્વલ ઉત્સવરાત્રી વહી જાય છે'.

ટીકાકાર दे सुअणु ને સ્થાને दे सुहअ 'સુભગ' એવો પાઠ નોંધે છે. એ પાઠાંતર લેતાં પૂર્વ દળ નાયકને ને ઉત્તર દળ નાયિકાને સંબોધીને દૂતીએ કહેલો સમજવો. ટીકાકારે નોંધેલું પાઠાંતર લેતાં ગાથાના પૂર્વ દળનો ભાવાર્થ હેમચંદ્રે આપેલા દુહાના પૂર્વાર્ધની નિકટ આવે છે. 'વજ્જાલગ્ગ'ની એક ગાથાનું ઉત્તર દળ પણ આવા ભાવનું છે:

माणेण मा नडिज्जसु माणसिणि गलइ छण-राई ।

(વજ્જાલગ્ગ, ૩૫૧/૨)

'માનિની, માનથી પીડા મા. ઉત્સવરાત્રી વહી જાય છે'.

૩૩૦/૩ સાથે સરખાવો:

कस्स न भिंदइ हियय अणग-सर-धोरणि व्व निवडती ।
बालाएँ वलिय-लोयण-फुरंत-मयणालसा दिट्ठी ॥

'બાલાની તીરછી આંખોમાં સ્ફુરતા પ્રેમને લીધે અલસ બનેલી દૃષ્ટિ, અનંગની શરધારાની જેમ, પડતાં જ કોનું હૃદય ન ભેદે?'

૩૩૩ સાથે સરખાવોઃ

हत्थेसु अ पाएसु अ अंगुलि-गणणाइ अइगआ दिअहा ।
एण्हि उण केण गणिज्जउ त्ति भणिउं रुअइ मुद्धा ॥
(સપ્તશતક, ૪/૭)

'હાથની ને પગની આંગળીથી ગણના કરતાં (પણ અવધિના) દિવસો બાકી વધ્યા. હવે તે શેનાથી ગણવા ?' એમ બોલીને મુગ્ધા રડે છે.

૩૪૦/૧ સાથે સરખાવોઃ

वरि खज्जइ गिरि-कंदरि कसेरु ।
णउ दुज्जणभउँहावंकियाइं, दीसंतु कलुस-भावंकियाइं ॥
(મહાપુરાણ, ૧/૩/૧૨-૧૩)

૩૪૧/૧ અને ૨ સાથે સરખાવો·

वत्थाइं वक्कलाइं निरंथिन्न-सिलायलाइँ सयणीयं ।
असणं जत्थ फलाइं तं रन्नं कह न रमणीयं ॥
(નાણપંચમીકહા, ૬/૫૧)

'જ્યાં વલ્કલના વસ્ત્ર, વિસ્તીર્ણ શિલાતલની પથારી ને ફળોનું ભોજન (સુલભ) છે, તે અરણ્ય કેમ રમણીય ન (માનવું) ?'

૩૪૩/૨ સાથે સરખવોઃ

जेण विणा ण जिविज्जइ अणुणिज्जइ सो कआवराहो वि ।
पत्ते वि णअरदाहे भण कस्स ण वल्लहो अग्गी ॥
(સપ્તશતક, ૨/૬૩)

'જેના વિના જીવી ન શકાય, તેને અપરાધ કર્યો હોય તો યે મનાવવો પડે. નગર સળગતું હોય ત્યારે પણ અગ્નિ કોને વહાલો ન હોય ?'

આ જ 'વજ્જાલગ્ગ'મા ૫૫૭મી ગાથા તરીકે છે. ત્યાં जिविज्जइ ને બદલે वलिज्जइ '(શરીર) ન વળે – ન સારું થાય' એવું પાઠાંતર છે. પ્રાકૃતપૈંગલમાં (માત્રાવૃત્ત ૫૫) પણ આ ગાથા ઉદ્ધૃત થયેલી છે.

૩૫૦/૨ સાથે સરખાવોઃ

स्वकीयमुदरं भित्त्वा निर्गतौ च पयोधरौ ।
परकीयशरीरस्य भेदने का कृपालुता ॥
(સુભાષિતરત્નભાંડાગાર, પૃ. ૨૫૬, શ્લોક ૨૬૪)

'સ્તનો પોતીકું ઉદર ભેદીને નીકળ્યા છે, (તો) પારકું શરીર ભેદવામાં (એ) શું દયાળુ થવાના હતા !'

**૩૫૧/૧** સાથે સરખાવો.

अन्ना पइं नियच्छइ   जइ पिट्ठिं रणमुहे न देसि तुमं ।
मा सहियणस्स पुरओ   ओगुट्ठिं नाह काहिसिमो ॥

( પઉમચરિય, ૫૬/૧૫ )

'બીજી પતિને એમ દબાણ કરે છે કે તમે સંગ્રામને મોખરે પીઠ ન ફેરવશો. નાથ, રખે આપણે સખીઓની આગળ હલકા પડીએ.'

**૩૫૨** સાથે સરખાવો:

पासासंकी काओ णेच्छदि दिण्णं पि पहिअघरणीए ।
ओणत-करअलोगलिअ-वलअ-मज्झ-ट्ठिअं पिंडं ॥

( સપ્તશતક, ૩/૫ )

'નમતી હથેળીને કારણે સરી ગયેલા બલોયાની વચ્ચે રહેલો પિંડ પથિક-ગૃહિણીએ આપ્યા છતાં, પાશની આશંકાથી, કાગ ( ખાવા ) ઇચ્છતો નથી'.

**૩૫૭/૨** 'સરસ્વતીકંઠાભરણ' ૨/૭૬.

**૩૬૪** સરખાવો:

विहलुद्धरण-सहावा हुवंति जइ के वि सप्पुरिसा ॥

( સપ્તશતક, ૩/૮૫ (૨) )

'દુખિયાનો ઉદ્ધાર કરવાના સ્વભાવવાળા તો કોઈક જ સત્પુરુષો હોય છે'.

**૩૬૫/૧** સરખાવો:

अइपसण्णु मुहु होइ   संभासणु पडिवज्जइ ।
पुव्व-भवंतर-णेहु ।   जण-दिट्ठिएँ जाणिज्जइ ॥

( મહાપુરાણ, ૯/૫/૧૩-૧૪ )

'મુખ અતિ પ્રસન્ન થાય, સંભાષણ કરે: ( આમ ) પૂર્વભવનો સ્નેહ લોકોની દૃષ્ટિથી જણાઈ આવે'.

**૩૬૭/૧** સરખાવો:

जइ सो न एइ गेहं   ता दूइ अहोमुही तुमं कीस ।
सो होही मज्झ पिओ   जो तुज्झ न खंडए वयणं ॥

( વજ્જાલગ્ગ, ૪૨૭ )

**૩૬૭/૩**=પરમાત્મપ્રકાશ ૨/૭૬.

( પાઠાંતર बलि किउ माणुस-जम्मडा देक्खंतहँ पर सारु । )

'હે દૂતી, તે ઘરે નથી આવતો તેમાં તારું મોં કેમ નીચું છે? તારું વચન (તથા 'વદન') જે ખંડિત ન કરે તે જ મારો પ્રિય હોય.'

૩૬૬/૧ નું અનુકરણ 'પાહુડદોહા' ૮૮માં મળે છેઃ

सयल वि को वि तडप्फडइ सिद्धत्तणहु तणेण ।
सिद्धत्तणु परि पावियइ चित्तहं निम्मलएण ॥

૩૬૭/૪ સરખાવો :

किं गतेन यदि सा न जीवति प्राणिति प्रियतमा तथापि किम्।
इति वीक्ष्य नवमेघमालिकां न प्रयाति पथिकः स्वमन्दिरम् ॥
(ભર્તૃહરિ-શૃઙ્ગારશતક, ૬૭)

૩૬૮ સાથે સરખાવો : मालइ-विरहे रे तरुण-भसल मा रुवसु निब्भरुक्कण्ठं ।
(વજ્જાલગ્ગ, ૨૪૧)

'રે તરુણ ભ્રમર, માલતીવિરહે તું ઊંચે ગળે ભરપૂર રો નહીં.'

૩૭૦/૨ ઉત્તરાર્ધ સાથે સરખાવોઃ

सा तुज्झ वल्लहा, तं सि मज्झ, वेसो सि तीअ, तुज्झ अहं ।
(સપ્તશતક, ૨/૨૬ (૧))

'એ છે તને વહાલી, તું છો મને; તું છો એનું ધિક્કારપાત્ર, (તો) હું છું તારું.'

૩૭૬/૧=કુમારપાલપ્રતિબોધ, પૃ. ૨૫૭.
(પાઠાન્તરઃ थोडा, इउ कायर चिन्तन्ति, कइ उज्जोउ).

૩૭૭/૧ કુમારપાલપ્રતિબોધ, પૃ. ૮૬.

૩૮૨/૧ સાથે સરખવોઃ

घणसारतार-णअणाएँ गूढकुसुमुच्चओ चिहुर-भारो ।
ससि-राहु-मल्ल-जुज्झं व दंसिदमेण-णअणाएँ ॥
(કર્પૂરમંજરી, ૨, ૨૧.)

'કપૂર જેમ ચમકતા નયનવાળી (તે સુંદરીના) કેશકલાપમાં ગૂઢ પુષ્પ-પુંજ છે. (તેથી એ) હરિણાક્ષીએ જાણે કે શશી ને રાહુનું મલ્લયુદ્ધ બતાવ્યું.'

૩૮૩/૧ સાથે સરખાવો :

मा सुमरसु चन्दण-पल्लवाण करि-णाह गेण्ह तिण-कवलं ।
जं जह परिणमइ दसा तं तह धीरा पडिच्छन्ति ॥
(વજ્જાલગ્ગ, ૧૯૨)

'હે ગજપતિ, ચંદનપલ્લવોને (હવે) ન સંભાર. ઘાસનો કોળિયો લે જે (ભાગ્ય)દશા જે રીતે આવે છે, તેને ધીર પુરુષો તેમ જ સ્વીકારી લે છે'
૩૮૭/૨ સાથે સરખાવો :

छप्पय गमेसु कालं वासन-कुसुमाइ ताव मा मुयसु ।
मन्न जियन्तो पेच्छसि पउरा रिद्धी वसन्तस्स ॥

( વજ્જાલગ્ગ, ૨૪૪ )

'ભ્રમર, (જેમ તેમ) વખત ગાળી કાઢ. અહેડાના ફૂલને તો ન જ છોડી દેતો. માનજે કે જીવતો હઈશ તો વસંતની પ્રચુર રિદ્ધિ તું જોઈશ.'
૩૮૯/૧ = પરમાત્મપ્રકાશ ૨૭૦.

( પાઠાંતર विसय जु, बलि किज्जउ हउं तासु, सो दइवेण जि, सीसु खडिल्लउ जासु. )
૩૯૪/૧ સાથે સરખાવો :

पण्डुरं जइ वि रज्जए मुहं कोमलङ्गि खडिआ-रसेण ।
दिज्जए पुण कवोल-कज्जल ता लहेज्ज ससिणो विडम्बण ॥

( કર્પૂરમંજરી, ૩/૩૩ )

'હે કોમલાંગી, તારું મુખ ખડીના પાણીથી ધોળવામાં આવે અને ગાલે કાજળ લગાડવામાં આવે તો તે ચદ્રનું અનુકરણ સાધે.'
૩૯૫/૨ = કુમારપાલપ્રતિબોધ, પૃ. ૧૦૮.

( પાઠાંતર : चूडउ, निहित्तु, सासानलिण, ससित्तु )
૩૯૫/૬ સાથે સરખાવો ·

जेण जाएण रिउ ण कम्पन्ति...
तें जाए कवँणु गुणु ...
किं तणएण तेण जाएण.... (સ્વયંભૂછંદ, ૪/૨૭)

'જેના જન્મવાથી રીપુઓ ન કંપે....તેના જન્મવાથી શો લાભ... તે પુત્રના જન્મવાથી શું ?
૩૯૬/૧ ઉત્તરાર્ધ સાથે સરખાવો :

रे रे विडप्प मा मुयसु दुज्जण गिलसु पुण्णिमायन्दं ।

( વજ્જાલગ્ગ, ૪૮૩ (૨) )

'રે રાહુ, દુષ્ટ પૂર્ણિમાચંદ્રને છોડી ન દે, ગળી જા.'
૩૯૬/૪ નો પડઘો 'દોહાપાહુડ' ૧૭૭માં છે.

૪૦૬/૨ સાથે સરખાવો :

तावच्चिय ढलहलया जाव च्चिय नेह-पूरिय-सरीरा ।
सिद्धत्था उण छेया नेह-विहूणा खलीहुन्ति ॥

(વજ્જાલગ્ગ, ૫૫૯)

'ત્યાં સુધી જ કોમળ હોય છે—જ્યાં સુધી તેમનું શરીર સ્નેહપૂર્ણ હોય છે : સરસવ તેમ જ વિદગ્ધજન સ્નેહવિહીન થતાં ખલ (૧ દુષ્ટ, ૨ ખોળ) બની જાય છે.'

૪૧૪/૨નો 'દોહાપાહુડ' ૧૯૯માં પડઘો છે, અર્ધ ઊલટાંસુલટાં છે.

૪૧૪/૪ સાથે સરખાવો :

एहइ सो वि पउत्थो अहं अ कुप्पेज्ज सो वि अणुणेज्ज ।
इअ कस्स वि फलइ मणोरहाणँ माला पिअअमम्मि ॥

(સપ્તશતક, ૧/૧૭)

'પ્રવાસે ગયેલો એ પણ આવશે, હું કોપ કરીશ, ને તે પણ (મને) મનાવશે—પ્રિયતમ પ્રત્યેના મનોરથોની આવી માળા કોઈકની જ ફળે.'

आविहिइ पिओ चुम्बिहिइ निठ्ठुरं चुम्बिऊण पुच्छिहिइ ।
दइए कुसल त्ति तुमं नमो नमो ताण दिवसाणं ॥

(વજ્જાલગ્ગ, ૭૮૪)

'પ્રિય આવશે, ગાઢ ચુમ્બન લેશે, ચૂમીને પૂછશે 'પ્રિયા, તું કુશળ છો ને ?'—આવા દિવસોને અનેક નમસ્કાર.'

૪૧૮/૬='કુમારપાલપ્રતિબોધ,' પૃ. ૧૨.

૪૧૮/૭='દોહાપાહુડ' ૧૭૬નો આરંભ.

૪૧૯/૫ સાથે સરખાવો :

जसु पवसंत न पवसिया, मुइअ विओइ ण जासु ।
लज्जिज्जउ संदेसडउ, दिंती पहिय पियासु ॥

(સંદેશરાસક, ૭૦)

૪૨૦/૩='સરસ્વતીકંઠાભરણ,' ૩/૬૨.

૪૨૨/૩ ભ્રષ્ટરૂપે 'દોહાપાહુડ' ૧૫૧માં મળે છે.

૪૨૨/૬ 'સ્વયંભૂછંદ' ૪/૨૩માં પાઠ આ પ્રમાણે છે :

सव्व गोविउ जइ वि जोएइ

हरि सुद्ध वि आअरेण देइ दिट्ठि जहिँ कहिँ वि राही ।
को सक्कइ संवरेवि डड्ढ-णअण णेहेँ पलोट्टउ ॥

૪૨૨/૭ સાથે સરખાવો:

दूरट्ठिओ वि चन्दो सुणिव्वुइ कुणइ कुमुयाण ।
(વજ્જાલગ્ગ, ૭૮ (૨))

'દૂર રહ્યો તો ય ચંદ્ર કુમુદોને પરમ નિવૃત્તિકર છે.'

गयणट्ठिओ वि चन्दो आसासइ कुमुय-सण्डाइं ॥
(વજ્જાલગ્ગ, ૭૭ (૨))

'ગગનમાં રહ્યો છતો ચંદ્ર કુમુદસમૂહને આશ્વાસન આપે છે.'

कत्तो उग्गमइ रवी कत्तो वियसन्ति पङ्कय-वणाइं ।
सुयणाण जत्थ नेहो न चलइ दूरट्ठियाणं पि ॥
(વજ્જાલગ્ગ, ૮૦)

'કયાં સૂર્ય ઊગે છે ને કયાં પંકજવનો ખીલે છે! સજ્જનો દૂર રહેલા હોય તો પણ તેમનો સ્નેહ જ્યાં હોય (ત્યાંથી) ચલિત થતો નથી.'

૪૨૨/૧૧ સાથે સરખાવો :

नयरं न होइ अट्टालएहि पायार-तुङ्ग-सिहरेहिँ ।
गामो वि होइ नयरं जत्थ छइल्लो जणो वसइ ॥
(વજ્જાલગ્ગ, ૨૭૦)

'અટ્ટાલયોથી અને ઊંચા શિખરવાળા પ્રાકારોથી નગર નથી બની જતું. જ્યાં વિદગ્ધ માણસ વસે છે, (તે) ગામ પણ નગર બની જાય છે.'

૪૨૨/૧૮ સાથે સરખાવો:

जत्तो विलोल-पम्हल-धवलाइ चलन्ति नवर नयणाइं ।
आयण्ण-पूरिय-सरो तत्तो च्चिय धावइ अणङ्गो ॥
(વજ્જાલગ્ગ, ૨૯૪)

'જે તરફ ચંચળ પાંપણ વાળાં શ્વેત નયનો વળે છે, તે તરફ જ કર્ણ સુધી ખેંચેલા શર વાળો અનંગ દોડે છે.'

जत्तो पेसेइ दिट्ठि सरस-कुवलआपीडरूअं सरूआ
मुद्धा इद्धं सलीलं सवणविलसिरं दलकंतीसणाहं ।

तत्तो कोअण्ड-मुट्ठि णिहिअ-सरवरो गाढमावद्धलक्खो
दूर आणाविहिओ पसरइ मअणो पुव्वमारूढवक्खो ॥
(સ્વયંભૂછંદ, ૧/૧૧૯)

૪૨૬/૧ સાથે સરખાવોઃ

सो णाम सभरिज्जइ पब्भसिओ जो खण पि हिअआहि ।
सभरिअव्व च कअ गअ च पेम्म णिरालम्बं ॥
(સપ્તશતક, ૧/૯૫)

'સંભારવાનુ તો તે હોય, જે હ્રુદયમાથી (એક) ક્ષણુ પણુ ખસે. જે પ્રેમ સંભારવા જેવો કર્યો, તે નિરાધાર હોઈ ગયો (જ જાણવો).'

૪૨૭/૧='પરમાત્મપ્રકાશ,' ૨૭૧.

(પાઠાંતરઃ पचहँ नायकु, जेण होंति वसि अण्ण, तरुवरहँ, अवसइँ सुकहिँ पण्ण)

૪૩૪/૧ સાથે સરખાવોઃ

अनिअण्ह-पेक्खणिज्जेण तक्खणं मामि तेण दिट्ठेण ।
सिविणअ-पीएण व पाणिएण तण्ह व्विअ ण फिट्टा ॥
(સપ્તશતક, ૧/૯૩)

'હે સખી, તે ક્ષણે, જોતાં તૃષ્ણા છીપે જ નહીં તેવા દર્શનીય તેને જોયાથી, (જાણે કે સ્વપ્નમાં પાણી પીધાથી) તૃષ્ણા ન જ છીપી.'

૪૩૮/૨ સાથે સરખાવોઃ

पक्खुक्खेव नह-सूइ-खण्डणं भमर-भरसमुव्वहण ।
उय सहइ थरहरन्ती वि दुव्वला मालइ च्चेव ॥
(વજ્જાલગ્ગ, ૨૩૫)

'પાંખ(ના ભાર)થી ઉંચે ફેંકાવું, નખથી મંજરી તૂટવી, ભ્રમરનો ભાર ઉપાડવો-(એ બધુ) દૂબળી ને થરથરતી હોવા છતાં માલતી જ સહે છે.'

૪૩૮/૩ સાથે સરખાવોઃ

जइ लोअ-णिन्दिअ जइ अमङ्गल जइ वि मुक्क-मज्जाअ ।
पुप्फवइ-दंसण तह वि देइ हिअअस्स णिव्वाणं ॥
(સપ્તશતક, ૫/૮૦)

'લોકનિંદિત છે, અમંગળ છે, મર્યાદારહિત છે તો પણ પુષ્પવતીનું દર્શન હૃદયને નિર્વૃતિ આપે છે.'

लोओ जूरइ जूरउ वअणिज्जं होइ होउ त णाम ।
एहि णिमज्जसु पासे पुप्फवइ ण एइ मे णिद्दा ॥

(સપ્તશતક, ૬/૨૯)

'લોક નિંદે છે? નિંદવા દો. અપવાદ થાય છે? થવા દો. આવ પુષ્પવતી, પડખામાં સમા—મને ઉંઘ નથી આવતી.'

૪૪૪/૨ સાથે સરખાવો·

भूमीगय न चत्ता सूर दट्ठूण चक्कवाएण ।
जीयग्गल व्व दिन्ना मुणालिया विरह-भीएण ॥

(વજ્જાલગ્ગ, ૭૨૩)

'સૂરજને ભોંયે અડેલો જોઈને વિરહભીત ચક્રવાકે કમળતંતુ (મોંમાંથી) મૂકી ન દીધો—પણ જીવ આડે આગળિયાની જેમ (ગળામાં જ) રાખ્યો.'

૪૪૪/૩ સાથે સરખાવો:

तह झीणा तुह विरहे अणुदियहं सुन्दरङ्ग तणुयङ्गी ।
जह सिढिल-वलय-निवडण-भएण उब्भिय-करा भमइ ॥

(વજ્જાલગ્ગ, ૪૪૩)

'હે સુંદર અંગવાળા, તન્વંગી તારા વિરહમાં દિવસે દિવસે એવી ક્ષીણ થઈ ગઈ કે ઢીલા વલય સરી પડવાના ભયે તે ઊંચા હાથ રાખીને ફરે છે.'

૪૪૫/૩ સાથ સરખાવો:

दाहिणकरेण खग्गं वामेण सिरं धरेइ निवडन्तं ।
अन्तानेढियचलणो धाइ भडो एक्कमेक्कस्स ॥

(વજ્જાલગ્ગ, ૧૬૭)

'જમણા હાથે ખડ્ગને અને ડાબે હાથે ઢળી પડતા શિરને પકડે છે: આંતરડાંથી વીંટાયેલા ચરણ વાળા સુભટ એકમેક તરફ દોટ મૂકે છે.'

૪૪૭/૩='સેતુબન્ધ' ૨/૧.

૪૪૮/૧='ગઉડવહો' ૧૫.

---

# શબ્દસૂચી

